# મારૂં પોગળ.



## ધા મારી મા લાડુ ઉપરથી ઊતરી દાળ ઉપર જા.

હરિગીતમાં ગઝલ.

ચા બીડીને ચાહે સૌ જન, ચા બીડી ન ચ્હાય છે;
તે છતાં તું ભેટ તેની, લેવા શું લલચાય છે.

કાયા તારી ચુસી લીધી, ત્હોયે મન તલસાય છે.
શત્રુને તે વ્હાલી ગણી, મુર્ખા શું મકલાય છે;

ખાંડા ધારે ખાંડ ચડેલી, જોઈ ખાવા જાય છે;
જીભડી તારી ટુંકી થાતાં, દ્વાર તારાં બંધ થાય છે.

રોજના રોગી બનીને, વૈદ્ય, ડાકટર સચવાય છે;
જર જોબન ને જીવજ ગયા, કાઠી મોંઘી થાય છે.

હોટલમાં તો હદથી જાદે, કાળો કેર વરતાય છે;
કુત્રિમ ચીજો ખાવા થકી, રોગો પ્રાપ્ત જ થાય છે.

ભ્રષ્ટાચાર દેખો છો આંખે, ત્હોય હોટલમાં જાય છે;
ચા બીડી આજી ના પી, મરણ વહેલું પમાય છે.

સોમચંદનું કહેલું માની, ચા બીડી શું ચ્હાય છે;
વીર પુરૂષ તો પહેલી તજશે, નિર્બળ ગોથાં ખાય છે.

લેખક,

વૈદ્ય સોમચંદ જેઠાલાલ શાહ.

ઠે. [illegible] પોળમાં ખારાકુવાની પોળ—અમદાવાદ.



કીંમત રૂ. ૦—૬—૦.

બાધા મારી મા લાડુ ઉપરથી ઉતરી
દાળ ઉપર જા.

# મારૂ પોગળ-

રચી છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

વૈદ્ય. સોમચંદ જેઠાલાલ શાહ.
ઢાળની પોળમાં ખારાકુવાની પોળ.
અમદાવાદ.

આ બુક મળવાનું ઠેકાણું.
બુકસેલર મંગળદાસ જોઈતારામ
રીચીરોડ-અમદાવાદ.

નડીયાદ.
બુકસેલર ડાહ્યાભાઈ વરજલાલ.
ઠે. સ્વામીનારણના મંદીર પાસે.

કીં. ૦૮-૦-

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦
આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

શ્રી ભારતઆર્ટ પ્રીન્ટીંગ વર્ક્સ લીમીટેડમાં
જાની કનૈયાલાલ મણીલાલે છાપ્યું.
રીચીરોડ—અમદાવાદ.

---

# મારૂ પોગળ.

## શકિતની સ્તુતી.

દુર્બળને કંગાળીઓ, થઇ ગયો સ્વદેશ;
કર રક્ષણ મા દેશનુ, દે વૈભવ બળ બેશ.

રાગ આરતી.

જયદેવી, જયદેવી, જયદેવી, હીન્દ તણી માતા મા; (૨)
અભયપદ સુખ આપો, કર શાન્તી શાતા. જયોજયો ભારતમાતા
બાળક ઉપર દયા લાવી, મન વંછીત કરજે મા; (૨)
હરદમ સુખ આપી, કષ્ટ સકળ હરજે. જયો જયો ભારતમાતા.
ભારતનુ દુઃખ જાણી, ઉઠો સત્વર થાઓ મા. (૨)
જગત જનેતા ખ્યાતી, ત્રીશુળ લઇ ધાવો. જયો જયો ભારતમાતા.

શકતી હે શકતી ? સર્વ વ્યાપક શકતી ?

ત્હારા પુત્રો શકતી હીણ બની કુંભ કરણની ઉંઘમાં ઉંઘે છે. તેમને જગાડી શકતી આપ ?

શકતી—હે પુત્રો ? તમે અભક્ષ કુત્રીમ ચીજોનુ જીભ્યા સ્વાદને લીધે ભક્ષણ કરી, અલ્પ સુખ આપવાવાળો અને લાજ મરજાદ ન સચવાય તેવો પહેરવેશ પહેરી કાયા શોભાવી શરીર નીર્બળ કર્યું, ધર્મને ભુલ્યા તેથા અનેક રોગોના ભોગી બની અલ્પ જન્મને અલ્પ મર્ણના પંજામાં સપડાયા છો? વળી સાંભળો ?

# અધ્યાય પહેલો.

## વીર્ય રક્ષણ.

### સવૈયા.

જે વીર્યથી શરીર સુંદર મનુષ્યનાં ઓળખાયે છે;
તે વીર્યને પાણી માફક મુર્ખાઓ વ્હેવરાવે છે.
એક બુંદ હોય શરીરમાં મૃત્યુ પણ દુર ભાગે છે;
તે વીર્ય ને પાણી માફક મુર્ખાઓ વ્હેવરાવે છે.
જે વીર્યથી સુરાઓએ રણમાં નામ દીપાવ્યાં છે;
તે વીર્યને પાણી માફક મુર્ખાઓ વ્હેવરાવે છે.
જે વીર્યથી રૂષીમુનીએ મોટી તપસ્યા કીધી છે.
ભગવાનને સન્મુખ બોલાવી વચનો માગી લીધાં છે;
જે વીર્યથી વીદ્યા ભણી મગજશકિત ફેલાવે છે,
તે વીર્યને પાણી માફક મુર્ખાઓ વ્હેવરાવે છે.
હાલ—ઢીંગલા ઢીંગલીને પરણાવી મડા ગાંઠ બંધાવે છે.
બારે વરસે શ્રીમંત લાવી પારણું ઝુલાવે છે
વીસપચીસમાં ઢીંગલાભાઇ સમશાનને દીપાવે છે;.
હાથે કરીને માબાપો જમના દુત તેડાવે છે.
બાર વરસની બાળા રાંડી નજર આગળ ભટકે છે;
ત્હોયે સુધારાના સાથી નવા સુધારા સોધે છે.

શરીરનો ખરેખરો આધાર વીર્ય ઉપર છે. આપણી બળ બુદ્ધિ આરોગ્યતા, ઉત્સાહ, કાંન્તી આયુષ્ય આ સર્વે બાબતોનો વીચાર

કરતાં અને ખરૂ જોતાં શરીરનો રાજા વીર્ય છે. વીર્યની રક્ષા કરનાર માણુસો લાંબુ આયુષ્ય અને ખરૂ સુખ ભોગવતા હતા. હાલતો પચીશ ત્રીશ વરશની અંદર મરણ પામે છે, તેમનો પશ્ચાતાપ આપણે કરીએ છીએ, અને વીધવા આશ્રમ અનાથઆશ્રમ કાઢવા ભલામણો કરીએ છીએ. આવી કુત્રીમ ભલામણુ કરનારને હું પુછું છું કે ? આપણા આર્ય દેશોમાં રાજાઓ રાજ કરતા હતા ને તે રાજ તંત્ર ચલાવનારા આપણા પુજ્ય વડીલો હતા. ને મોટા મોટા પંડીતો હતા તે વખતે તેમણે આવાં આશ્રમ કાઢેલાં છે ? તમે દીર્ઘ દ્રષ્ટીથી વીચાર કરો ? તમે સુધારે ચઢયા એટલે સુખ ભોગવતા થયા, પણ તમારા ભાઇઓ ગરીબ ન કહેવાય તેમ તવંગર ન કહેવાય ને સામાન્ય સ્થીતી વાળા, જેને આબરૂ ઇજત વ્હાલી છે, તેવા માણસો કેવું દુઃખ ભોગવે છે તે તમારા કુત્રીમ સુખના નશે તમે દેખી શકતા નથી. પણ યાદ રાખજો ? જે વખતે તમે દુઃખ ભોગવતા થશો તે વખતે તે લોકો સુખ ભોગવશે. તમને તમારા ધર્મનું ને તમારા ભાઇઓની શી સ્થીતી છે તેનું તમને ભાન નથી " નકરૂવરો નાતમાં જમુ ખરો અને નાતનો પટેલ કરો " ધર્મના આધારે બાળલગ્ન કન્યા વિક્રયથી થતો વ્યભિચાર બંધ કરવો નથી અને ધર્મી છું એવો ડાંકો રાખી ફુપરીપણું બતાવવામાં તમારા મનની નીર્બળતા એટલે સુધી છે કે " જેનુ મળે ખાણુ તેનુ ગાણુ ગાણુ"

## દ્રષ્ટાંત.

અમ્રતલાલને બે વરસનો દીકરો હતો તે એકદમ માંદો પડયો વૈદડાકટરની દવાઓ કરવા માંડી પણ આરામ થયો નહી. પોતે ગ-

જરાયો સગાં વ્હાલાં એક પછી એક જોવા આવે તેમને કહ્યું અમ્રૃ-
તલાલભાઇ તમારે વૈદ ડોક્ટરની દવા કરવી નહી ને માતાજીની આ-
કરી બાધા રાખો તમારે વ્હાલામાં વ્હાલી ચીજ જ્યાં સુધી બાધા
કરો નહી ત્યાં સુધી ખાવી નહી એવી આકરી બાધા રાખશો તો
માતાજી તમારા દીકરાને સારૂ કરશે આપણા મણીલાલનો દીકરો
આવો માંદો હતો તેને બાધા રાખવાથી માતાજી એ સારૂ કરયું છે.
વળી નંદાની દીકરીને બાધા રાખવાથી સારૂ થયું છે તે ઉપરથી
અમ્રતલાલે એવી બાધા રાખી કે મારા દીકરાને પંદર દીવસમાં
સારૂ થઇ જશે તો હે માતા ? બ્રામણની ચોરાશી જમાડી ને લાડુ
ખાઇશ કારણકે મને લાડવા બહુ વ્હાલા છે. માટે હે માતાજી મારા
દીકરાને જલદી સારૂ કરજો આવી એક ટેકથી બાધા રાખી. દીવસે
દીવસે સારૂ થતુ ગયું બરોબર એક મહીને તમામ રોગ મટી ગયો
અને સારો થયો. નાતમાં જમણવાર શરૂ થયા એક પછી એક એવી
પંદર નાતો નોંધાણી અમ્રતલાલે વીચાર કર્યો ચોરાશી જમા-
ડયા શીવાય નાતમાં લાડુ જમવા જવાશે નહી, અત્યારે ચોરાશી
કરવાને પૈસા નથી તો પણ દાળભાત ખાવા નાતમાં જવું. આવો
વીચાર કરી ત્રણ દીવસ તો નાતમાં જઇ દાળભાત, ખાધા, ચોથે
દીવસે નાતમાં જતી વખતે રસ્તામાં મનુભાઇનો સંગાથ થયો. મનુ
ભાઇએ અમ્રતલાલ ને કહ્યું. ભાઇ પંદર નાતો નોંધાણી છે ને બીજી
પંદર નાતો નોંધાશે લગભગ એક મહીનો જમણવાર ચાલશે અમ્ર-
તલાલે કહ્યું મનુભાઇ મારો દીકરો માંદો હતો તેની માતાજીની બાધા
રાખી છે. જ્યારે બ્રામણની ચોરાશી જમાડું ત્યારે લાડવા ખાવા.
હું તો ફક્ત દાળ ભાત ખાવા આવું છું, મનુભાઇએ કહ્યું તમારા
જેવો મુરખ કોણ હોય ? આપણને કોઇ જાતનો બાદ આવે નહી

એવી બાધા રાખીએ, જુઓ મારી આંગળીએ એક દોરો બાંધી બેડીની બાધા રાખી છે. તમે માતાજીને પગે લાગી બીજી બાધા રાખો એક મહીનો જમવાનુ ચાલશે તેમાં ઘણી નાતો લાડવાની છે. માટે આવી આકરી બાધા નભે નહી. આવી વાતો કરતાં જે જમાએ નાત હતી ત્યાં આવી પહોંચ્યા પંગતમાં બેઠા, પતરાળાં પડીઆ આવ્યા દાળ શાક પીરસાણાં ને લાડવાની ટોપલીઓ નીકળી લાડવા સેરે સવાસેર ઘીના અમ્રતલસે જોયા, મન લલચાણુ, હાથમાં પાણી લઇ " બાધા મારી આ લાડવા ઉપરથી ઉતરી દાળ ઉપર જા " બે લાડવા ભાણામાં મુકાવ્યા ને ખાવા માંડયું એક લાડવો ખાધો ત્યાં સુધી તો દાળ શાકનો ખપ પડયો નહી ને બીજે લાડવો ભાગી વીચાર કર્યો " હબડકા વગર ધબડકો " દાળ વગર લાડવાની લહેજત આવશે નહી. હાથમાં પાણી લઇ " બાધા મારી આ દાળ ઉપરથી ઉતરી શાક ઉપર જા " પછી દાળનો હબડકો લીધો અમ્રત જેવો સ્વાદ આવ્યો ને બીજો લાડવો પુરો કરયો ત્રીજો લાડવો ભાણામાં મુકાવ્યો ગીલોડાં, ભીંડા, બટાકા, રાઇતું, વીગેરે શાક ભાણામાં પીરસાયેલાં પડયાં છે આવાં મોંઘાં અને સ્વાદીષ્ટ શાક ઘર આગળ બનશે નહી તેમ ખવાશે નહી. હાથમાં પાણી લઇ " બાધા મારી આ શાક ઉપરથી ઉતરી ભાત ઉપર જા " શાક સાથે ત્રીજો લાડવો પુરો કર્યો બીજા ભાતખાઊ ને મારે બેસી રહેવું પડશે એમ ધારી ચોથો લાડવો મુકાવી ધીમે ધીમે ખાવા માંડયો અડધો ખાધો ને ભાતની ટોપલીઓ નીકળી કમોદનો છુટો લવીંગ છલાયચીથી વઘારેલો ઘીનો દોરો દીધેલો છુટો સેવ જેવો ભાત પંગતમાં પીરસાતો આવ્યો મન લલચાણુ ચોથા લાડવાનુ અડધીયુ ઝપાટાબંધ પુરૂ કરી ભાત પીરસાવી

હાથમાં પાણી લઇ "બાધા મારી મા ભાત ઉપરથી ઉતરી પતરાળાં ને પડીઆ ઉપર જા કોઇને કામ આવે નહી" અમ્રતલાલને લાડુ મલ્યા એટલે દેવને ઠગી નીચી પાયરીએ ઉતાર્યો આપણે દેવને ઠગીએ છીએ દરેક ધર્મ ગુરૂ; રૂષીઓ અને આચાર્યોએ સાસ્ત્ર દ્વારાએ સુચવેલું છે તે પ્રમાણે નહી ચાલતાં લાડુના લાલચુ બની મોં સ્વાદના લીધે "નવા યુગની નવી વાતો કરી રહ્યા છીએ" ને તે પ્રમાણે ચાલવા આગળ પડતો ભાગ લઇ બાળ લગ્ન, કન્યા વિક્રય ને ઉતેજન આપી અનાથઆશ્રમ, વીધવા આશ્રમ કાઢી પુર્ન લગ્ન કરવા ભલામણ કરીએ છીએ. પણ આપણા પુત્રો નાની ઉમરમાં કેમ મરણ પામે છે. બાળાઓ કેમ રંડાય છે તેનો વીચાર સ્વપને કરતા નથી, દીર્ઘ દ્રષ્ટીથી વીચાર કરશો તો ? વીર્ય રક્ષણની જરૂર છે. પ્રથમ સવારમાં ઉઠી દરેક માણસ પોતાના ઇસ્ટ દેવનું સ્મરણ કરતા ત્યાર બાદ દીસાએ જંગલ જઇ આવી દાતણ કરી, દુધ, દહી, ઘી અને ગોળ જે જેની અનુકુળતા આવે તેની સાથે સીરામણ (ખાવુ) કરી પોતપોતાના કામે જતા, અગીઆર અગર બાર વાગે આવી ઉની રસોઇ જમતા તે વખતે સગાં વ્હાલાંનો સ્નેહ રહેતો મેમાન પરોણાને આદરમાન આપતા આબરૂ ઇજતને ઓળખતા, લાંબુ આયુષ્ય ભોગવતા, શરીરેનીરોગી રહેતા, અને પોતાના ધર્મ ઉપર શ્રદ્ધા રાખતા, આજતો સવારમાં ઉઠતાં જે મુખે ઇસ્ટ દેવનું સ્મરણ કરતા તેજ મુખમાં બીડી ઘાલી કાંડી (દીવાસળી) સળગાવી મુખ ઉપર આગ મુકો છો. જે વખતે શરીરનું પોષણ કરતા ચીજો વાપરતા તે વખતે ચા અને ખાંડનું ઉનુ કળકળતુ પાણી મુખમાં રેડો છો તેજ તમારી નીર્બળતાનુ ભાન કરાવે છે.

## ગરમા ગરમ કલેજુ ફફડાવતી ગજલ.

આ'તારી ચાહના, ચારે દીસામાં વધી પડી;
મ્હો ફાટતાં મ્હોં ફાટતું, તુજ માટે ટળવળે જીભડી.
દાતણ કર્યું, કે ના કર્યું, પણ રાંડ તુંતો ઝટ્ઝડી;
ભાવતુ હતુ વૈદે કહ્યું, પીધા પછી નીંદ્રા ઉડી.
અટકી નથી તું એટલે, જ્યાં શાક લેવા જન જતા;
રસ્તા વીષે શાંન્તી ગૃહમાં, દેખા તુજને પેસતા.
ત્રણ ચાર મિત્રો ત્યાં મળી, સત્કાર તુજ સારો કરે;
ખાવાનું નહી ભાન રહેતું, પેટ તુંથી ત્યાં ભરે.
બપોર ને સંધ્યા સમયે, કેર કરતી શાકીણી;
જપવા ન દે દશ બાર વેળા, છેડ લેતી ડાકીણી.
સાંજના વાળુ વીષે, પણ ભાખરી સાથે ખરી;
વળી રાતમાં બે ચાર વેળા, વળગી પડતી વ્યંતરી.
સુતાં સુતાં સ્મરણ તારૂ, સ્વપનામાં તું આવતી;
આનંદ ગ્રહને વીશીઓમાં, સર્વને ભટકાવતી.
બકવાદ પણ તારો થતો, વળી જાગવું તુજ જાપથી;
નાશી ગયાં દુધ દહીં વીગેરે, ડાકીણી તુજ પાપથી.
મહેમાન બે આવ્યા ઘરે, સ્તકાર તારાથી થતો;
ઉત્સવ અને મીજલશ વીશે. વૈભવ ન તુવીણ છાજતો.
નાટક વીષે ચેટક વીષે, મુસાફરીમાં તું ખરી,
ગરમા ગરમ ફફડાવતી, કલેજુ બાળી ઠીક કરી.
આચાર ભ્રષ્ટ કર્યાં વળી, આરોગ્યતા ઝપડી લીધી;
કરી મંદ જઠરા દેહ દુરબળ, ધાતુને બાળી કાઢી.

ચુડેલ ચુસે રક્ત હરનીશ, રોજના રોગી કર્યા;
આશ્રય વૈદ્ય હકીમ ડોકટર, સૈદ, પણ તુજને વર્યા.
ભુલ્યો તને હું દોષ દેતાં, તું બિચારી શું કરે;
આંખ્યો છતાં જન અંધ બનતા, લેઇ દીવો કુવે પડે.

---

રામ નામ ચા, ગોપાલ નામ બીડી,
કૃષ્ણ મંદીર હોટલ. જમડે બાથ બીડી.

---

આપણને સુઝતુ મળવાથી દેખી શકતા નથી પણ.
ચા'થી ચતુરાઇ ઘટે. ઘટે વીર્યને વાન.
બીડીતો બુરૂ કરે, આયુષને નુકશાન

---

ચાયે ટાળ્યુ શીરામણને, બીડીએ ટાળ્યો હોકો:
ફેશને ટાળી લાજ મરજાદ, છત્રીએ ટાળ્યો ધોકો.

ચા અને બીડીથી શરીરમાં નીરબળતા આવી, લોહી તપી જવાથી વીર્ય પાતળુ થઈ પેસાબ રસ્તે વહેવા માંડયુ. મગજ શકતી નષ્ટ થવાથી યાદ શકતી કમી થઈ, જઠરામંદ પડવાથી અનેક દરદો ઉત્પન થયાં કોમળ છોડવા કરમાવા લાગ્યા, બાળાઓ રંડાવા લાગી. આ દોષ મારે કોને આપવો ઘરનો મોભો ચલાવનાર વડીલને, પંચના પંચાતીઆને, અને નાતના શેઠને.

ગ્રથુલીમાં ચા પાય છે, ગ્રથુલીમાં બીડી;'
માબાપે હરખે પાયુ, જમડે બાથ બીડી.

ઘણી જગોએ મારા જોવામાં આવ્યું છે. ૭ મહીનાના છોકરા ને માબાપો ચા પાય છે અને પાંચ ૭ વરસના છોકરાઓને પોતે

બીડી પીવે છે, ને રમતાં બીડી છોકરાના મોં સામે ધરે છે, ને મોંમાં પણ ઘાલે છે. બચ્ચુ ખોંખો કરી ઉલટી કરે છે. ને માબાપો દાંત કાઢે છે, બીડીનાં ખોખાં હાથમાં આપી પીતાં સીખવે છે. આ માબાપો રક્ષણ કર્તા કે ? ભક્ષણ કર્તા ?

# હોટલનો પરજીઓ.

હોટલમાં જઇએ હોંશથી રે, પડ્યો ચાયનો સ્વાદરે;
હોટલમાં જઇએ હોંશથી. ટેક,
હોટલ હૈયાનો હાર છે રે, ચાય જઠરાને ઠારનાર;
બીડી છાતીનુ તેજ છે, બન્ને વીર્યને તાવનાર. હોટલ.
ઉઠતાં બેસતાં બીડીઓરે, ઉપર બીસકુટ ચાયરે;
ખોખું થયું ક્ષય રોગનું, થયો છાતીમાં દાહ રે. હોટલ.
પહેલા પ્રહરમાં ઉઠતારે, લેતા પ્રભુનુ નામ રે;
આજતો બીડી મુખમાં, કાંડી ઘસતા તમામ રે. હોટલ.
પાયખાનામાં બેસીને રે, બીડી પીવો છો આજરે;
નાના મોટા સરવે, દેખા દેખી મુકીલાજરે- હોટલ,
ચાર આનાની ચા બીડીઓરે, એક આનાનાં પાનરે;
પાંચ આના રોજ જોઇએ. ઘણા પીવે છે વાઘનરે. હોટલ,
ઘંટી ચાટે ઘરનાં છોકરાં રે, નથી ખાવાને અન્ન રે.
તોહેયે હોટલ મને વ્હાલી, ભલે ભુખે મરે તન રે; હોટલ.
રામ બીડીનુ નામ છે રે, ચાય ગોપાલ નામ રે.
દેવ મંદીર હોટલ છે, ચાલો જઇએ તમામ રે; હોટલ,
ડાક્ટર, વૈદ, હકીમને રે, ગળે પડી બીડી ચાય રે;
સોમચંદ કહે હવે શું કરૂં, નથી મારો ઉપાય રે. હોટલ.

ચા' પીનારને ટાઇમસર ચા' પીવા જોઇએ છીએ, કોઇ વખત ટાઇમસર ચા નથી મલતી ત્યારે શરીર અશક્ત બની જાય છે જીવને બેચેની વરતાય, જ્યારે ચા પીવે ત્યારેજ જીવને ચેન પડે છે, તે ઉપર થી મારા ધારવા પ્રમાણે ચાને નીશાવાળી ચીજોના પુટ આપવામાં આવતા હશે વળી મારા સાંભળવામાં આવ્યું છે. જે દેશમાં ચાની વખારો ભરાય છે, ને દેશમાં માણુસો મરી જાય છે તે માણુસોનાં મડદાં બાર કલાકની મુદતે અમુક પૈસા આપવાના ઠરાવી ચાની વખારોમાં ગોઠવી વખારો બંધ કરે છે આ વાત ખરી હોય તો ચા પીનાર ગ્રહસ્થોને મારે કંઇ કહેવા જેવું નથી છતાં મારા અનુભવ પ્રમાણે અને આંખે જોવાથી ચા શરીરને નુકશાન કરે છે તે વાત તો ચોક્સ છે,

સીરામણુતો ચાનુ કાઢ્યું, રંધામાં પણ ચા;
હરતા ફરતાં હોટલોમાં પીવા જોઇએ ચા.
સ્વપનાં તો ચાનાં આવે, દેવને ધરવાં ચા;
શરીરને તો ચાવી ખાધુ, તોયે વ્હાલી ચા,

---

## ખાંડ [મીસરી] સાકરનું દ્રષ્ટાંત.

આપણા દેશમાં શેલડી લાલ અને ધોળી બે જાતની થાય છે. તેને પીલી રસ કાઢી તાવડામાં ઉકાળી માટલાં ભરે છે, કાઠી-આવાડમાં છાણાંના ધાટથી બનાવે છે તેને ભીલીનો ગોળ કહે છે. કેટલાનના તાપડામાં બંધાઇને આવે છે તેને રવાનો ગોળ કહે છે. તાવડામાં રસ ઉકાળે છે તે વખતે દુધ અગર લીંબુનો રસ નાંખી મેલ કાઢી ચાસણી બનાવી તેની ખાંડ તથા સાકર બનાવતા વાર

તહેવાર, નાત વરામાં ખાંડ, સાકર વપરાતી ને ગોળની વપરાશ હમેશની હતી. હાલમાં આપણે જે ખાંડ સાકર વાપરીએ છીએ ને જે દેશમાં તેનાં કારખાનાં છે તે કારખાનાગાં ખાંડનો મેલ કાપી સાફ કરવામાં બળદનુ લોહી અગર માણસનો પેસાબ પણ વપરાય છે ને વીશેષમાં આપણા દેશમાંથી લાખોટન હાડકાં દરેક જાનવરનાં ખાંડ સાકરના કારખાનાઆમાં જાય છે ને ખાંડમાં મેળવે છે, તે ખાંડ સાકર હમેશના આપણા ખોરાકમાં નાતવરામાં નીવેદમાં વાપરીએ છીએ. આવી લોહી અને હાડકાંના મીક્ષણવાળી ખાંડ સાકર આપણા દરેક હીંદુ અને મુસલમાનના ધર્મ શાસ્ત્રના આધારે વપરાય કે કેમ તેનો વીચાર ધર્મ ગુરૂઓ અને શ્રીમંત શેઠીઆઓને કરવાનો છે.

શેલડીના રસની ચાસણીમાં દુધ અગર લીંબુનો રસ છાંટી મેલ કાપી શુદ્ધ ખાંડ સાકર બનાવે છે તે હમેશાં ખોરાકમાં વાપરવાથી વૈદકના નીયમ પ્રમાણે કફ કર્તા માનેલી છે. તો લોહી અને હાડકાંના મીક્ષણવાળી ખાંડ, સાકર દીવસ ઉગ્યાથી તે આથમ્યા સુધી ચાની સાથે અગર તેની બનાવેલી મીઠાઇઓનો ઉપયોગ કરીએ છીએ તેનાથી ઝાડાની કબજીઆતો થઇ, હરસ ( બવાસીર ) મુત્રઘાત, સ્ટ્રીઆ લકવો (પક્ષઘાત) અને લોહી તપી જવાથી ક્ષય જેવા રોગો લાગુ પડે છે. આવા અનેક રોગોથી રીબઇ રીબઇ આપણી કાયારૂપી નગરીનો નાશ કરીએ છીએ.

---

## કેસર (જાફરાન) નું દ્રષ્ટાંત.

કેસર આપણે દવા તરીકે અને શીયાળામાં પુષ્ટી કર્તા પાકોમાં મુસલમીનો બીરંજમાં, જૈન દેરાસરોમાં ભગવાનની પુજામાં ઘણું

વપરાય છે. તે કેસર પરદેશી આવે છે તેને બનાવવામાં નાનાં વાછડાંના મૌસના રેશા અને દારૂની મીલાવટથી બનાવામાં આવે છે. આ કેસર વાપરવુ કે કેમ તે ધર્મગુરૂ અને શ્રીમંત શેઠીઆઓના હાથમાં છે. આપણા દેશમાં નેપાળ દેશ છે તેમાં કેસરનાં ઝાડ વધારે થાય છે ને તે કેસર શુદ્ધ અને ચોખ્ખું છે પણ આપણા કમનસીબે આપણને મલવું મુશ્કેલ છે.

" એન સાઇકલો પેડીઆ બ્રીટાનીઆ નામના પુસ્તકમાં આ દેશમાં આવતી ખાંડ, સાકર, કેસર વીગેરે કેવી રીતે બનાવે છે તેની હકીકત સંપુર્ણ આપેલી છે.

## બીડીનુ દ્રષ્ટાંત

બીડી જે પાંદડાંની બને છે. તે ઝીંઝી અને ટેંબરૂના ઝાડનાં પાંદડાં છે તે ઝાડનાં મોટાં મોટાં વન છે, તે આપણને સીખામણ આપે છે.

અરે ભાઇઓ ! અમે લાંબુ આયુષ ભોગવતા, અમારાથી જંગલ એવું રળીઆમણુ લાગતું ને અમારી શીતળ છાયામાં મુગાં પ્રાણી ઘર બાંધી કલોલ કરતાં તે મુગાં પ્રાણી તમારા હમેશના કોપથી રઝળી રખડી મરણ પામે છે. કુદ્રતી કોપ સારો એકી વખતે પ્રલય થઈ જાય પણ તમારા હમેશના કોપથી અમારે અને મુગાં પ્રાણીને ઘણુંજ દુઃખ ભોગવવુ પડે છે. અમે કુદરતી રીતે ઉત્પન્ન થઇએ છીએ અમને ઉછેરવામાં તમને કોઇ જાતની મહેનત પડતી નથી તેમ અમને વાપરવાથી તમને સુખ મલતુ નથી તેમ શરીરનું પોષણ થતું નથી ને આયુષ ક્ષીણ થાય છે, છતાં અમારી વપરાશ દીવસે

દીવસે વધતી જાય છે, એક પૈસાની પચીસ બીડી મલતી તેના બદલે છ બીડી થઇ અને હજુ જેમ મોંઘી થશે તેમ વપરાશ વધતી જશે આઠ વરસના છોકરાથી સો વરસના બુઢ્ઢા સુધી મને છોડતા નથી અપવાસ કરો છો ત્યારે અનાજ વગર ચાલે છે, પરાળમાં મારા વગર ચાલતું નથી. ઘણા શોખીનો ઝાઝરૂમાં દીસાએ જતી વખતે એક અગર બે બીડી પીવે ત્યારે ઝાડો ઉતરે.

જે અગ્ની અનાજ પકવી આપણા શરીરનું પોષણ કરે છે, અગ્નીની સાક્ષીથી લગ્ન ક્રીયા કરી આખો સંસાર ચલાવીએ છીએ, ઘીના દીવાને અગ્ની પ્રગટ કરી ભગવાન સનમુખ મુકી પુજા કરીએ છીએ, અગ્ની સનમુખ હજારો રૂપીઆ ખરચી હવન હોમ અને પ્રતિષ્ટાઓ કરીએ છીએ તે અગ્નીને વીસ્ટા ઉપર બેસી પ્રગટ કરી બીડી પીનાર પોતાના સુખના માટે અગર ઝાઝરૂમાં બેઠે બે ઘડી આનંદની ખાતર પીતા હશે. તેટલી ઘડી પોતાના ઘરમાં ઘીની દીવેટ ઉપર અગ્ની સળગાવી શુધ્ધ ભાવથી પુજન કરે તો થોડા વખતમાં એજ અગ્ની દેવતાઇ સુખ આપે એવુ મારૂં માનવું છે.

---

## તમાકુ વીષે દ્રષ્ટાંત.

કોઇએ ખાધી, કોઇએ પીધી કોઇએ લીધો નાશ;
તમાકુની નીંદા કરે, તેનુ જાય સત્યાનાશ.

હું નીંદા કરતો નથી, આપણા વડીલોએ દવા તરીકે વાપરેલી છે, મોંના દરદવાળાઓએ ઘસી, માથાના દરદમાં સુંઘી, પેટના દરદમાં ખાધી, સીતળાના દરદમાં પાણીમાં પલાળી સરીરે ચોળી, પક્ષધાત (લકવા) ના ભયંકર દરદમાં દવા તરીકે વપરાય છે. તેથી

આપણા વડીલોએ રાજવંશી તમાકુની ઉપમા આપી છે, તેનું કારણ રક્ષણ કર્તા તરીકે વાપરતા આપણે ભક્ષણ કરતા તરીકે વાપરી અનેક જાતના રોગો આપણા શરીરમા ઉત્પન્ન કરીએ છીએ.

સુવામાં તો સોડમાં લીધી, ફરતાં હાથમાં ઝાલી;
કોઇએ પીધી કોઇએ સુંઘી, કોઇએ મુખમાં ઘાલી.

ઘણા માણસો એક બીડી સળગાવી પુરી થય તરત બીજી બીજી ઉપર ત્રીજી એમ એક પછી એક પચારી વશ થાય નીંદ્રા દેવી આવે ત્યાં સુધી બીડીને છોડતા નથી, જોગજોગે આંખ ઉઘડી તો બીડી તૈયાર " આંખો કરે બીડો મુખમાં ધરે " બીડી સાથે દીવાસળી તરફ લક્ષ ખેંચુ છું કારણ કે તે પૈસા પરદેશ જાય છે હમેશાં મારા ધારવા પ્રમાણે ઓછામાં ઓછી દરરોજની દીવા-સળીની પેટીઓ બીડી સાથે એક લાખ વપરાતી હશે, પૈસાની બે લેખે ગણીએ તો રોજના સાતસો એકાસી રૂપીઆ ચાર આના બીડીની વપરાશથી પરદેશ જાય છે. હાલ પૈસાની એક પેટી મલે છે. હું તમને કહેવા નથી માગતો કે તમે તમાકુ બીડી, સીગ્રર, ચીરૂટ ન વાપરો.

રાજવંશી તમાકુને રાજવંશી હુકકો,
વીર્યનુ રક્ષણ કરવા હવે તમે સીખો.

પાંદડાં સાથે તમાકુની બીડી, કાગળ સાથે તમાકુની સીગ્રર, જાડી ચીરૂટ આ ત્રણે આપણા શરીરને નુકસાન કર્તા છે. રાજ દર-બાર અને આપણા વડીલો તમાકુને ગોળની રસી સાથે ચોળી ખાંડીને બનાવતા તેને ગડાકુ કહેતા. સવારમાં શીરામણ કરીને પીતા બપોરે જમીને માટીની બીડી અગર હોકકામાં ભરી બે ઘડી આરામ

સાથે પીતા સગાં વ્હાલાંની મેમાનગીરી તેનાથી ઘણીજ સારી થતી. તેથી રાજવંશી હુક્કાની ઉપમા આપી છે. ચાલીસ વરસનો માણસ હોય તો પણ પોતાના વડીલના દેખતાં તમાકુને વાપરે નહી હુક્કો પીવે નહી. આવી સભ્યતાથી તમાકુ વાપરતા. ઘી દુધ દહીંના ખોરાકથી શરીરનુ પોષણ કરતા આજ તો ઉનો કળકળતાં ને ફડફડતાં ચ્હાનાં પાણી પીવો છો બાપ દીકરો સામાસામી ધુમાડા કાઢો છો બાપને પનર બીડી દીકરાને પચીસ. વીર્યનુ રક્ષણ કે ભક્ષણ. આનો વીચાર પીનાર ગ્રહસ્થને કરવાનો છે.

દારૂએ તો ડામજ દીધો, ત્હોયે દારૂ વ્હાલો;
ઘરબારને લક્ષ્મી ચાલી, ત્હોયે મુખમાં ઘાલો.



## દારૂ. વ્હાઇન, સરાબનું દ્રષ્ટાંત.

ઘણો દારૂ મવડાંનો બને છે. મવડાંનાં ઝાડ આપણા દેશમાં ઘણાં થાય છે તેની ઉપર ફળ આવે છે ત્યારે પાંદડાં ખરી પડે છે. તે વખતનો દેખાવ, એક ગાંડો માણસ લુગડાં કાઢી નાગો ઉભો રહે ને કદરૂપો માલમ પડે છે. તેવો ઝાડનો દેખાવ માલમ પડે છે. મવડાનાં ફળ પાકી ભોંયપર પડે ત્યારે તેના રખેવાળ વીણી પોતાના ઘેર લઇ જઇ સુકવી તૈયાર કરે છે. દારૂ બનાવનાર વહેપારી ખરીદી મોટાં કુડાંમાં પાણી ભરી તેમાં મવડાં નાંખી કોવરાવે છે, તે વખ્તે તમે જુવો તો મોટી મોટી ચેળા ઉત્પન્ન થાય છે. ને એની ગંધ મારે છે કે લખવા અશક્ત છું. તેને મસળી ભઠ્ઠી ઉપર ચઢાવી તેનો અર્ક કાઢે છે ને તેને આપણે દારૂ, વ્હાઇન અને સરાબના નામથી માગણીઓ કરીએ છીએ. પીનાર મનુષ્યોને મવડો શું સુચવે છે.

દારૂ તરીકે જો વાપરશો તો મારા જેવા વસ્ત્ર રહીત નાગા બનશો, બળ બુદ્ધિ અને લક્ષ્મીનો નાશ કરશો, તમે શાસ્ત્ર પ્રમાણે ચાલોતો અને [દારૂ) અડવામાં પાપ ગણેલું છે. ઇસલામી ભાઇઓના કુરાનમાં સરાબ (દારૂ) નું ટીપુ વસ્ત્ર ઉપર પડે તો નાપાક ગણી કાઢી નાંખવા ફરમાવેલ છે. શરીર ઉપર ટીપુ પડે તો તેટલા ભાગને શાસ્ત્રના પ્રમાણે ક્રીયા કરવા ફરમાવેલ છે. છતાં હીંદુ અને ઇસલામી ભાઇઓ મુખથી રામ અને રહેમાન ના પોકાર કરીએ છીએ. અને ધર્મા અભીમાની છીએ એમ બોલી અન્નન માફક ગણી મુખમાં રેડીએ છીએ. એ ઘણી સરમની વાત છે.

સોડા અને એસીટ એક જાતના ક્ષાર છે, તેને પ્રવાહી બનાવી લેમોન. સોડા, રાસબરી, જીંજર વીગેરેમાં મીક્ષણ કરી બાટલીઓ ભરાય છે તેનો ઉપયોગ દવા તરીકે કરવામાં આવે તો ફાયદો કરે છે પણ હમેશાં વાપરવાથી ધાતુક્ષીણતા થાય છે આજકાલના શોખીનો પાણી બદલે છુટથી તેનો ઉપયોગ કરે છે. અઘાસ સોડા આઇસક્રેમોનો. આઇસજીંજર વીગેરેનાં નામો પુકારી દીવસમાં બે ચાર વખત વાપરે છે ઘણી કોમના માણસો બાટલીઓ મોંઢે માંડી પીવે છે તે બાટલીઓ કેવી રીતે સાફ થાય છે ને કેવી રીતે હજારો બાટલીઓ ભરાય છે તેના કારખાનામાં જુવો તો માલમ પડશે. પછી વાપરવી કે કેમ તેનો વીચાર વાંચનાર ગૃહસ્થને કરવાનો છે. આવી કુત્રીમ ચીજોનું વર્ણ હજુ ઘણુ કરવાનુ છે પણું મુખ્ય બાબતો પ્રથમ આપણે ધ્યાનમાં લઇએ તો બીજી કુત્રીમ ચીજો આપણાથી દુર ભાગે.

## ગરબી.

સુંદર દેશ અથાગ શું બહુ કહીએરે,
પાકે નવ નીધાન સુખે ત્યાં રહીએરે;
હડહડતો કળીયુગ ફેશન લાવીરે.
લૈ ગઈ લક્ષ્મી માત ધર્મ તજાવીરે;
આવી ફેન્સી ખાંડ હાડકાં વાળી રે,
મહી મેળવ્યું બળધનું લોહી તાજુ લાવીરે;
તેનાં થયાં પકવાન દેવને ધરવારે.
માટે દેવ ગયા છે બ્હાર દર્શન નવ દેવારે;
તમે વૃત કરશો અપાર દેવ નહી ફળીઆરે.
કેસરમાં માંસ રૂધીર દારૂ મળીઆરે;
સોમચંદ કહે છે આજ મોક્ષે જાવારે;
તમે ત્યાગો ફેન્સી માલ આવે છે આવારે.

---

## દ્રષ્ટાંત.

મોતીલાલ શેઠને જેચંદ કરી બાર વરસનો એક દીકરો હતો તે રોજ સાંજે ચોટે ફરવા જાય ને કંદોઇની દુકાનેથી મીઠાઇ લઇ જે જગાએ માણસોનો આવરો જાવરો ન હોય ત્યાં અંધારે બેસીને ખાય આજની માફક પ્રથમ હોટલો નહોતી, મોં સ્વાદને લીધે દીવસે દીવસે એ ધીકરો બનતો ગયો એટલે ઘણા ખરા ઓળખીતાની નજરે પડયો તેમને આવી મોતીલાલ શેઠને કહેવા માંડયું, તમારો દીકરો બજારમાં બેસી મીઠાઇ ખાય છે, આવી વાતો દીવસે દીવસે શેઠના સાંભળવા માં વધારે આવી, એટલે શેઠે વીચાર કર્યો જેચંદના ખાવાથી મારો

પૈસો ખુટી જવાનો નથી પણ ખરાબ સોબતે ચઢી જુગાર અને વ્યભિચારના રસ્તે જશે તો પૈસાનો દુર ઉપયોગ કરી મારૂ નામ બોળશે વળી એક દીકરો છે તેની આંખે મારે જોવાનુ છે માટે ઝટ સુધરે તેવો રસ્તો સોધવો જોઈએ, આવો વીચાર કરી પોતાનો મુનીમ ઘણો ડાહયો અને ચતુર હતો તેને એકાંતમાં બોલાવી જેચંદની હકીકત કહી અને તેની ખરાબ ટેવ સુધારવા તમને સોંપુ છું, તમારે એવી યુકિત થી કામ લેવું કે એને ખબર પડે નહી ને ચૌટામાં ખાવાની ટેવ મુકી દે. મુનીમે કહ્યું શેઠજી તમારે હવે જેચંદ ભાઇની ફીકર કરવી નહી આઠ દીવસમાં તેમની જે જે કુટેવો હશે તે છોડાવી ને વહેપારી લાઇનમાં જોડી દઇશ આવુ કહી શેઠને હીંમત આપી મુનીમ ગાદી ઉપર આવીને બેઠો એવામાં જેમચંદે આવી મુનીમને કહ્યું મુનીમજી આઠ દીવસ પુરા થયા મને વાપરવાના પૈસા આપો મુનીમે તેજ વખતે બે રૂપીઆ આપ્યા જેમચંદ બે રૂપીઆ લઇ બજારમાં ફરવા નીકળયો તેની પાછળ છાનોમાનો મુનીમ ગયો જેચંદ બજારમાં ફરતાં ફરતાં કંદોઇની દુકાને આવી મીઠાઇ લીધી તેના પૈસા આપે છે એવામાં મુનીમ પાસે આવી ઉભો રહયો જેચંદ મુનીમને જોઇ ગભરાયો મુનીમે કહયું જેચંદભાઇ ગભરાશો નહી હુ કોઇને વાત કરીશ નહી ને વધારે પૈસા વાપરવા જોતા હશે તો બાપાથી છાના આપીશ આવું મુનીમનું બોલવું સાંભળી જેચંદ ખુશી થયો અને હમેશની ખાવાની જગાએ આવી બન્ને જણે મીઠાઇ ખાધી આવી રીતે આઠ દીવસ સુધી મુનામે અને જેચંદે લહેર ઉડાવી એક દીવસ મુનીમે જેચંદને કહ્યું આપણે વાસી મીઠાઇ ખાઇએ છીએ તેના કરતાં કાલે બપોરે મારી સાથે આવો તો તાજી મીઠાઇ લઇએ આના કરતાં સારી અને વધારે સ્વાદ વાળી આવશે.

જેચંદે કહ્યું તમારી વાત ખરી પણ દીવસે તો બજારમાં ખવાય નહી. મુનીમે કહ્યું મારે ઘેર જઇને ખઇ શું. બીજે દીવસે બપોરે બંન્ને જણ ફરવા નીકળ્યા, કંદોઇનું મીઠાઇ બનાવાનું કારખાનું હતું ત્યાં આવી જોયું તો કોઇ દુધનો માવો બનાવે છે, કોઇ ખાંડની ચાસણી બનાવે છે, કોઇ જલેબી ઉતારે છે, આવી રીતે દરેક માણુસો મીઠાઈ બનાવાનું કામ કરી રહ્યા છે માંખ્યો અને મંકોડા દરેક મીઠાઇઓ ઉપર અને ખાંડની ગુણો ઉપર થર જામી રહયા છે, તાવડાઓમાં માંખ્યો ઝપલાય છે. જોવામાં આવે તેને બાર કાઢી નાંખે છે. કામ કરનાર માણસો તાપના લીધે પરસેવાથી નીતરી રહ્યા છે આવો દેખાવ જેચંદના જોવામાં આવ્યો એટલે મીઠાઇ ઉપરથી મોહ ઉતરી ગયો અને મુનીમને કહ્યું અહીથી ચાલો મીઠાઇ લેવી નથી ત્યારે મુનીમે કહ્યું જલેબી, બરફી, પેંડા, સુતરફેણી તાજી છે તમારી ધ્યાન પહોચે તે લઇએ શરમાશો નહી જેચંદે કહ્યુ મારે કોઈ ચીજ ઉપર ભાવ નથી. બંન્ને જણ મીઠાઇના કારખાનામાંથી બહાર આવી ઘર તરફ ચાલવા માંડયું.

જેચંદ—મુનીમજી તમે મને મીઠાઇ બનાવાનું કારખાનું બતાવી મારી ખાવાની ટેવ ભુલાવી તેથી તમારો ઉપકાર માનું છું.

મુનીમ—મેં મારી ફરજ બજાવી છે. પણ બાપાજી આપના તરફથી ઘણાજ દીલગીર હતા, તમે જાણતા હશો કે અંધારે મને કોઇ ઓળખી શકશે નહી. પણ બાપાજીના મોંઢે ઘણા માણસોએ કહ્યું એટલે તમને સુધારવા મને ભલામણ કરી.

જેચંદ—શું ? બાપાજી આ વાત જાણે છે.

મુનીમ—હા ? બન્ને જણ આવી વાતો કરતાં ઘર આગળ આવ્યા મોતીલાલ શેઠ ગાદી ઉપર બેઠા છે. જેચંદ બાપની સામે

બે હાથ જોડી આંખમાં આંસુ લાવી કહેવા લાગ્યો હે ? પીતાજી મેં ચૌટાની મીઠાઇ ખરીદી ચૌટામાં ખાધી જે માણસો આપની સલાહ લેવા આવતા તે માણસોએ મારી ખરાબ ટેવ જોઇ તમને કહેવા આવ્યા તે સાંભળી મને સુધારવા તમારે મુનીમજીને ભલામણ કરવી પડી. મુનીમ મારા જેવા બની મારો મીઠાઇ ઉપર જેવો મોહ હતો તેવો મોહ ઉતારવા તાજી મીઠાઇનું બહાનું કાઢી મીઠાઇના કારખાને તેડી ગયા મેં મીઠાઇનું કારખાનું જોયું ને તરત મીઠાઇ ઉપરથી મોહ ઉતરી ગયો મારા ખરાબ કર્તવ્યનું મને ભાન આવ્યું ને આપના નામને કલંક લગાડયું.

મોતીલાલ શેઠ—હજુ તારી બાળક બુદ્ધી છે. સારૂ શીક્ષણ આપી સારા રસ્તે ચઢાવવો તે મારી ફરજ છે. પહેલે પગથીએ ચઢતાં ઠોકર વાગી તે ઘણું સારૂ થયું. હજુ તારે ઘણાં પગથીઆં ચઢવાનાં છે. આપણને આપણી જ્ઞાતી બંધુઓ તરફથી શેઠની પદવી મલી છે. છતાં આપણું ખરાબ રસ્તે ચઢીએ તો બીજાને ઇન્સાફ અગર સીખામણ કેવી રીતે આપી સુધારીએ. બહાર ખાવું અને ઝેર ખાવું બરોબર છે. જે માણસો પોતાનાં માબાપ બઇરાં છોકરાંને મુકી હોટલોમાં જઇ હમેશાં બાસુદી પુરી, સીખંડ પુરી, ભજીઆં, ખમણ ઢોકળાં વીગેરે ખાય છે તેવા માણસોને ઝેર ખાવું ઉત્તમ છે પણ ઘરનાં માણસોને ટળવળતાં મુકી તેમની આજ્ઞાને ઉથાપી બહાર ખાવું ઉત્તમ નથી, પરદેશ ગયા હોઇએ તે વાત જુદી છે. જેચંદને તેના મુનીમે જેવી રીતે અસર ઉત્પન કરી મઠાઇ ઉપરથી મોહ ઉતરાવ્યો તેવી રીતે આપણે કુત્રીમ સુખને આપવાવાળી ચીજોનો મોહ ઉતારીશું તોજ આપણા પ્રજાને મોતીલાલ શેઠની માફક સુધારી ખરૂ સુખ ભોગવનારા બનાવીશું હાલ આપણે કેવી સ્થીતીમાં પડાંચ્યાં છીએ.

## સવૈયો.

નરનારીમેં એવાં નીરખ્યાં પચે ન ખાધુ અન્ન પાશેર,
ખેંખેં કરતાં ખશે પાંસળી વૈધરાજ નીત આવે ઘેર:
કોસ ચાલતાં શ્વાસ ભરાયે ઓજો ન લેવાય બશેર,
મજુર કે ગાડી વીના અવાય નહી પોતાને ઘેર;

સ્ત્રીઓ અને પુરૂષો એવાં નીર્માલ્ય બની ગયાં છે કે ખાધેલો ખોરાક પચાવા શકતીવાન નથી. ઉંધરસ અગર છીંક આવે તો છાતીમાં અગર પડખામાં દુઃખાવો ઉપડે છે. સ્ટેશનથી ઘેર આવવું હોય અગર સ્ટેશન ઉપર જવું હાય તો ચાલવાને શકતીવાન નથી તો બસેર ભાર ઉપાડવાની શકતી કયાંથી હોય. ભોગ જોગે ગાડી અગર મજુર ન મલે તો ચાલીને આવનાર માણસોની સ્થીતી જોશો તો જેવી રીતે ઉનાળામાં રીંછ હાંફે છે તેવી રીતે શ્વાસોશ્વાસ લેતા નજરે પડે છે. દશેર ભાર ઉપાડયો હોય તો બે દીવસે બહાર નીકળવાની શકતી આવે છે.

---

શિયળામાં ટાઢ વાયે ઉનાળે લાગે તાપ;
ચોમાસામાં શરદી લાગે, પુરણ મળીયાં પાપ,

આ સ્થીતી આપણને પુર્વ ભવના પુન્યે પ્રાપ્ત થઇ છે પ્રથમ આપણા દેશમાં દવાખાનાં આટલા બધાં ન હોતાં તેનુ કારણ શરીરે નીરોગી હતા પાંચ સાત માઇલ ચાલવુ તેતો રમત હતી દરેકનો વહેપાર અંગબંળના હતો સ્ત્રીઓ ઘરકામ પોતાની જાતે કરતી એટલે દવાની જરૂર પડતી નહોતી ચાલુ સમયમાં ખરો હુન્નર દવાઓનો છે.

### પદ.

વૈદકનાં પુસ્તકો વાંચી બેઠો વૈદ બનીનેરે;

જોવા જેવી દુકાન જમાવી મધ્ય બજારે જઈનેરે.
જડી બુટી આપી જેને જરૂર કામ ન જમનુરે;
ચીકીત્સા વીણુ દવા આપી કેવું જ્ઞાન વૈદકનુંરે.

ઇંગલીશ ભણ્યા ડૉકટરની પરીક્ષામાં પાસ થયા બે કબાટ ટેબલ ખુરશીઓ બેચાર બાંકડા એક કંપાઉડર.

"એલ, એમ, એન્ડ. એસનું દવાખાનું" આ બોર્ડ મારયું વળી મારા જેવા ગુજરાતી ભણેલાએ ચારે દીશા તપાસી એકે દીશાએ નજર ન પહોંચી એટલે બુકસેલરની દુકાને જઈ વઈદકનુ પુસ્તક ખરીદી ડઝન શીશીઓ ભરી "દેશી દવાખાનું" આનુ બોર્ડ માર્યું કે દર્દી ચાલુ કયાં સોધવા અગર કેવા જવુ પડે તેમ છે.

---

### મનહર.

શીશાયોનો કીધો ઠાઠ, રંગે રંગનો છે ઘાટ.
નાડની ન જાણી વાત, દવા એ બદામની.
પ્રેમીયાનો રોગ થયો, દર્દી વૈદ પાસે ગયો;
ઉલટો બમણો થયો. ચીજ એ ન કામની.
મર્મના છે મારા બોલ, દુનીયાનો દેખો તોલ;
બોલે ઢોલ મહીપોલ, સેવી ગરમી ઘામની.
દાખે સોમચંદ હાલ, ફેશન બંધી મળ્યો તાલ;
સરવે જનો સુણો ખ્યાલ; બીક નહી નામની.

દરસાલ દવાખાંના આસરે પચીસ પચાસ વધતાં હશે દવાની ફેરી કરનાર જુદા મારો ધંધો વૈદકનો છે. મારા ધારવા પ્રમાણે સોએ પચાસ ટકા કમતાકાતના દરદીઓ માલમ પડે છે. હરસ (બવાસીર) જીર્ણ તાવ દમ ઉધરસ, દાદ, સ્ટ્રીયા, લકવો, પક્ષઘાત, મેદવાયુ વીગેરેના દરદી જુદા તે સીવાય પ્લેગ કોલેરા, મેલેરીયા

જેવા દુષ્ટરોગો વરસમાં એક બે વખત આવી ચડપોચડપ ઉપાડી જાય તે જુદા તે માટે બ્રીટીશ સરકારે ઈરપીતાલો કાઢી મોટા સ્વીલ સરઝન ડાકટરોએ ઉત્તમ દવાઓ વાપરી છતાં રોગો નાબુદ થતા નથી તેનું કારણ આપણા ધર્મ વીરૂદ્ધ અને શરીર પ્રકૃતી નહી અનુસરતા ખોરાકો ખાવાથી પ્રકૃતી અનુસાર દરેકને જુદા જુદા રોગો લાગુ પડેલા છે. ઇગ્લાંડ, ફ્રાન્સ, અમેરીકા વીગેરે દેશોમાં મૌસહાર તજી હીંદનો ભાજીપાલાનો ખોરાક ખાવા વાળા માણસો છે તેમણે જાહેર કર્યું છે કે હીંદનો ભાજીપાલાનો ખોરાક, બળ, બુદ્ધિ આયુષ્યને વધારી શરીર નીરોગી બનાવે છે. આપણે જાણીએ છીએ છતાં મોંજશોખ અને જીભ્યા સ્વાદને લીધે કુત્રીમ ચીજોને છોડતા નથી. રામાયણ મહાભારતનુ અવલોકન કરો આપણી પવીત્ર ભુમીના પવીત્ર ખોરાકથી તેમને દેવ તરીકે માનીએ છીએ ભીમ સવાસોમણની ગદા ફેરવતો સોમણનો લાડુ હજમ કરતો

હીંદની ભુમીમાં ઉત્પન થયેલા માણસ નો ખોરાક કમમાં કમ સવાશેરથી અઢીશેર સુધાનો છે આજે આપણે ચાર કુલકાં નવટાંક ચોખાં હબડકો દાળ આટલુ પાચન કરવાને આપણી જઠરાતેજ નથી તો પાંચશેર બોજો ઉપાડવાના શકતી કયાંથી હોય શરીર ઉપર ચામડી અને હાડપીંજર સીવાય માલમ પડતુ નથી આર તેવો ઓડકાર સારો ખોરાક ખાવામાં આવે તો સારી બુદ્ધિ ઉત્પન થાય છે. ખરાબ ખોરાક ખાવામાં આવે તો ખરાબ બુદ્ધી ઉત્પન્ન થાય છે. તમારે વીર્યનુ. રક્ષણ કરી બુદ્ધિ ખીલવવા હોય, આયુષ્ય વધારવું હોય, હમેશના દરદી મટવું હોય. તો

સવારમાં શીરામણ કરવું. બપોરે કરવો રોંઢો;
પુષ્ટી કરતી ચીજો ખાવી, કુત્રીમ ચીજો છાંડો;

---

# અધ્યાય બીજો.



માન ગયું દાનજ ગયું નિતી જતાં બહુ શોક;
દેશી દુશ્મન થઇ પડયા, કાન ધરે જો કોક;
ધન ગયું ધામજ ગયું, ગઇ દેશીની હામ;
હામ જતાં નવ સાંભરે, દેશી રૂડાં કામ;
જે વૈભવ આ દેશનો દિનપર દિન હમેશ;
તે વૈભવ ચ લ્યો ગયો, રહયો કુસંપ કલેશ;

---

પ્રાક્રમ પરાઇ ગયું, શુર સળી ગયું, સત્ય મટકી ગયું, ન્યાતોનું નીરમુળ ગયું, પાપ વધી ગયું, ધર્મ ઉપર ધાડ પડી, બહલા ગઇ ચડી, ખટપટ આવી નડી, સંપનું સ્નાન કર્યું, કુસંપતા રહી ખડી, લાલચ સૌથી બડી, વસ્તી દેખતી આંખે કુવે પડી, ધણી ધણીઆણીની ઘેરઘેર લઢી, ફેશનબાઇ સૌથી અડી. પાપની બંધઇ અડી, દેખાય છે હાલ ઘડી, ત્હોયે વ્હાલી ભ્રષ્ટ છડી, જાણે કંચનની કલ્લી જડી, પ્રેમને બદલે ઝેર ચડી, પહેરવેશમાં જાણે નટડી, ત્હોએ ઓરતો લેવા તડી, બાંધાનો ગઇ છે થડી, સુરાખારમાં પડયા આથડી, છતાં ફેશનબાઇ મડી, ઘરની થઈ મઢી, ત્હોએ રહયા લળી, કડવાશ પણ માની ગળી, સૌનાં ચીત્ત લીધાં છળી સદ્રાઇમાં રહયા ઢળી. હૃદય જાય છે બળી, ત્હોએ ફેશનબાઇ મને નવરી.

જેમ મોહપાશનું બાણ મારી મુર્છીત કરવામાં આવતું, તેમ ફેશનબાઇએ મોહરૂપી બાણ મારી મુર્છા ખવરાવી, ચાએ ધર્મને તજાવ્યો, બીડીએ શરીર નીર્બળ કર્યું, વિચારોમાં ભટતા લાગી,

પહેરામણી આપવાવાળા પલ્લાં કરવા સીખ્યા, પલ્લાં કરવાવાળા ભુખી કુતરી રોટીલાંને ખાય તેમ કન્યા વીક્રયમાં દોરાયા, બાર આનાનુ કપડુ બે રૂપીઆ સીલાઇ, સશાઇમાં સોટા લાગ્યા કારણકે આપણા બાપદાદા ખાદી પહેરતા, દેશી ભાઇને મુખે ખીના ધટુક્ષ થતા હતા, હાલ મરીનામાં મરી ગયા, શોભાનો મોભ થયો. ચાયના સીલ્કે ચારી કરી પરમેટો બેટો થઇ, ધન લઇ ગયો હરી, બાપ થઇ બેઠો ઠરી, ગળે નાંખી છરી, ચેંકમાં ચીગાઇ ગયા, રોળમાં રોળાઇ ગયા, ઝીણામાં ઝરી ગયા તે હજુ વીચારો

---

ચોપાઇ.

છોકરો તો પરણે ખરો, બાપનો તો પુરો મરો;
સૌને તો વાગે છે ઢોલ, ઘરનુ કોણ જાણે છે પોલ
બાર વરસની બાળા જેહ, ગર્ભવંતી દેખાય એહ;
સુધારો એ તો છે ઠીક, એવા વરને વ્હેલી હીક;
એની કોણ ધરાવે બીક. માબાપોને લાગ્યું ઠીક;

આપણા દેશમાં ઉંડા ઉતરી જોતાં દરેક કોમમાં તેમજ દરેક કામમાં દગો પ્રપંચ જુઠ વીગેરે દુરાચરણો સીવાય કંઇપણ જોવામાં આવતું નથી, એટલુંજ નહી પણ ધર્મને બહાને ઠગી ખાવામાં, મીઠુ મીઠુ બોલવામાં, અંતરમાં વીષ ભરેલા ભરપુર, જેમ બગલો મીન (માછલાં) ને પકડવા જેવી સમાધી ચઢાવે છે તેવા સમાધીવાળા આજકાલ નજરે પડે છે તેનું કારણ પ્રથમ વીદ્યાના ભણનાર થોડા હતા, એક કાગળ વંચાવવો કે લખાવવો હોય તો ભણેલાને સોધવા પડતા, પરંતુ હાલમાં.

ઘેર ઘેર માસ્તર, પોળે પોળે ડોક્ટર
ચકલે ચકલે પ્લીડર વ્યાસ, ચારે વાળ્યું સત્યાનાશ,

અફસોસ સાથે કહેવું પડે છે કે દરેક કોમમાં વીદ્યાનો પ્રચાર વધતો જાય છે, તેમ તેમ દગો પ્રપંચ જુઠ વીગેરે દુરાચરણો સાથેજ રહે છે. હજુ કેટલાક ધારે છે કે વીદ્યા વધારી એ તો દેશ સુધરે સત્ય અસત્યનો ભેદ સમજીને સદગુણી થાય, પણ ગોળ વીના કંસાર તેમ એકલી વીદ્યાથી દેશ સુધરે એવી આશા સ્વપ્ને રાખવી નકામી છે. નિતી શાસ્ત્રના આધારે વીદ્યા સીખવવામાં આવે તો બેશક સુધારો થાય, એકલી વીદ્યાથી ગર્વ ઉત્પન થઇ, દુરાચરણની વૃદ્ધી થઇ છે. આપણી નિતી શાસ્ત્ર વગરની વીદ્યા ભણેલા છે તે છકેલા, છટકેલા વટકેલા, ની માફક ગુચ્છા કોટ, પાટલુન, સ્ટોકીંગ, કલર, નેકટાઇન ને માથે વાંકી ટોપી મુકી દારૂ, વ્યભિચાર, લાંચ, જુઠ, કન્યાવીક્રય વીગેરે દેશમાં થયાં અને જુવાનીના તોરમાં જેમ દારૂ પીધેલું મર્કટ મનમાં આનંદ માની કુદકા મારતું હોય, તેમ આજકાલ ભણેલાની સાથે અભણ હવેલીથી ઝુંપડા સુધી સોડા લેમન આઇસ્ક્રીમના તોરમાં બ્રેન્ડીની મોજમા પંચકુટીઆ હોટલોમાં જઇ પીધેલા ચાના આનંદમાં, ફેશનની ફીશીઆરીમાં, મર્કટ જેવા બની ફોફ મારે છે પણ વગર પુંછડાંના મર્કટ જોઇ મને દીલગીરી એ થાય છે કે ?

ઈશ્વરે હાથ આપ્યા પગ આપ્યા આપી વળી મુચ્છ;
પણ પરમેશ્વરે ન આપ્યાં બે શીંગડાંને એક પુચ્છ.



# ભણેલાનો પરજીઓ.

ભણ્યા અમે બહુ ખંતથીરે, કોઇ નોકરી રાખોરે:
ભણ્યા અમે બહુ ખંતથી. ટેક.
મેટ્રીક એમે, એમ, માંરે, જુવો બી. એ. થયા પાસરે:
રાત દીવસ મહેનત કરી, નોકરી મેળવવા ખાસરે. ભણ્યા.
યસ નોન ગોટપીટ કરતાંરે, અમે સીખ્યા બહુ ભારીરે;
ડ્રેશ પહેર્યો શોભતો, જુવો અમારી હુશીઆરીરે. ભણ્યા.
હુન્નર અમે નથી શીખીઆરે, નથી તેની નીશાળરે;
ઇતિહાસ ભુગોળ વીગેરે, અમે સીખ્યા તત્કાળરે. ભણ્યા.
ભણનારા જેમ વધીઆરે, તેથી લેશન વધ્યાં આજરે;
ચશ્મા આંખે આવીઆ, પાકી ગયાં મગજર. ભણ્યા.
સરકાર નોકરી આપે છે રે, પણ વધુ ક્યાંથી લાવેરે;
એક જગા ખાલી પડતાં, પચી પચા અરજી આવેરે. ભણ્યા.
અમને માન સૌ આપતારે, તમે થયા વીદ્વાનરે;
નોકરીઓ અમે શોધીએ, એવા બન્યા નાદાનરે. ભણ્યા,
રજવાડામાં મળે નોકરીરે, જેને વગ વસીલોરે;
વીદ્યાને માન નથી આપતા, જોઈએ વસુ વસીલોરે. ભણ્યા.
તેથી અમો ટેલ નાખીએરે, કોઇ નોકરી રાખોરે;
નહી તો નોકરી અપાવો તો, ઉપકાર માનીએ આખોરે. ભણ્યા,
હુન્નર સીખવા જોઇએરે, વળી ખાવા જોઇએ દામરે;
પૈસા ક્યાંથી લાવીએ, રળવા પૈસા કેમરે. ભણ્યા.
નોકરી વીના નથી સુઝતુંરે, જીંદગી એળે જાયરે;
અડધી કાઢી ભણતરમાં, બાકી ધન વીના ધીવાયરે. ભણ્યા.

આગેવાનો હુન્નર કાઢવારે, સૌને ઉપદેશ કરતારે;
કહેનારા નથી કરતા, તાલીઓ પાડી ઘેર જાતારે. ભણ્યા.
શ્રીમંતો સુઇ ગયારે, રજવાડા ક્યાંથી જાગેરે;
બોલનારા બોલી રહ્યા, કેને હૈયે વાગેરે. ભણ્યા.
સોમચંદ કહે તમે સાંભળોરે, નથી વીદ્યાને માનરે;
હુન્નરને હજુ માન છે, નહી સુણે કોઇ કાનરે. ભણ્યા.

દુઃખી માબાપે દુઃખ વેઠી દેવું કરી પોતાના વ્હાલા દીકરાને ઇંગ્રેજી એમે સુધી ભણાવ્યો. એમેની પરીક્ષામાં બેસતાં માંદો પડયો પોતાના માબાપને તાર કરી તેડાવ્યા માબાપને મળી પોતાના મર્ણ વખતના ઉદગારો કાઢયા.

મેટ્રીકે માંદો પડયો, બી, એ, બન્યો બેહાલ;
એ, મે, મરણ પથારીએ, જુવો વીદ્યાના હાલ,
દેવું કરી ભણાવીઓ પોતાનો આ બાળ;
માતપીતા સલામ છે પરણી સોંપી આ નાર.

## વીદ્યા કેવી ભણવી.

વીદ્યા જે ભણાવતાં વધે ધર્મ આચાર;
તે વીદ્યા અતિ હર્ષથી, ભણાવજો અપાર;
જે વીદ્યામાં ધર્મ છે, શુદ્ધ રહે આચાર;
તે વીદ્યા ભણાવતાં, ભોગવે સુખ અપાર;
ધર્મ અને આચારનો, જે વીદયાથી નાશ;
તે વીદયા શાકામની, હોય ભલે સુખ આશ;



# અધ્યાય ત્રીજો.

## પ્રબંધ.

ભારતભુમીના વાસી, થયા કેમ આજ ઉદાસી જુવોને નજરે તપાસી, લક્ષ્મીજી ગયાં નાસી, એમ બન્યું શાથી ભાઇ, અંદર અંદર લડાઇ, ફેશન બાઇની ચઢાઇ, નહી ખાવાને બડાઇ તેમાં મુત્રારે મુઝાઇ. પરદેશી માલજ આવ્યો, નવી ફેન્સી ચીજો લાવ્યો, ધર્મ રૂડે રોતીજાવ્યો, ( ન સમજો તો ) હજુ પણ વીચાર એવો, ધર્મ તણો ઢીલ્લો લેવો, ન સમજો જેવો તેવો. એક આરે સૌને કીધા, હોટલે ડંકા દીધા. મુખથી બોલો લાવો લાવો, થયા ફેરી કેવા કાવો નીસાએ નખોદ ઘાલ્યું, ધર્મપણ જાએ હાલ્યું, ફેન્સી રૂપ બહુ ફાલ્યું, ઘી દુધ વીના ચાલ્યું.

હાય હાય શું કરવું, મોત વગર થયું મરવું; હતુ જે શરીર નરવુ, ( તેમાં ) અનેક રોગો આવી પેઠા, શિરતાજ થઇને બેઠા, ઉપરથી લાગે મીઠા, (ખોરાકની કુત્રીમ ચીજો) અંદરથી દુષ્ટ દીઠા. નીરમાલ્ય બન્યા છો ભાઇ, ભાતને ભાજી ખાઈ, ગયા ખારવા તવાઈ, મેં જોઈ છે ભવાઇ. જુવો ફેશનરૂપે મ્હાલી હીંદની સ્ત્રીઓ બે તાલી, પરપુરૂષવી કર ઝાલી, પુરૂષને ગળે કંઠી, નેકટાઈન વેળા વંઠી, ઘડ મુકી ભાવે બંટી, પાપરૂપી ઘરે ઘંટી, તેમાં તમે બરડાયા છતાં કહો છો ડાહયા ડાહયા. સેર સોનુ હાથે રહેતુ, આજ હવે ગયુ છે વ્હેતુ, નથી કોઇ કોઇને કહેતું, કર દેખી ચાલ ચીરાતુ. માથે તો ટોપી ઘાલી, ત્રણ ગુણમાં રહયા મ્હાલી, લક્ષ્મી તો ગઇ ચાલી માથા ફોડ આશા ખાલી.

## લલીત છંદ.

અરર હાયરે, હાય હાયરે, ધર્મ જાય છે, ત્રાયત્રાયરે;
દારૂણ દુઃખમાં, ધર્મ જાય છે, હીન્દ બાળકો, દુઃખી થાય છે;
દુધ ઘી વીના, હાડકાં બળી, હીન્દ બાળકો, જાય છે ઠગી;
ફેશનને મોહયા, સરાફમાં હુવા, લાડુ લાલચુ. લોભમાં મુત્રા;
નરમ લબાસથી, મોહ લાગીયો, ચરબી તેજથી, શોભે આગીયો
રૂપ રંગમાં, ધન જાય છે, તમારા ભાઇઓ. દુ;ખી થાય છે;
સુખને તજી, ભુખમાં ભમે, હીન્દ બાળકો, ઘી દુધ વીના જમે
વિદેશી કે દેશી, ન દ્રષ્ટે દેખીયે, પાંચમે આરે, સૌ એક લેખીયે;
સરવ જ્ઞાતિઓ, એકાકારરે, શોશ નવ મળે, તલભારરે;
કળીયુગ આવીયો, હડહડાટરે, આળસથી ધુસ્યો ફેન્સી કાટરે;
ભુલતો નથી, ફેન્સી માલની, ચુક છે ઘણી; દેશી લાલની;
ફેશન બાઇથી, બેહાલ થાવ છો, વગર મોતે, મરી જાવ છો;
અરર હાયરે, હાય હાયરે, અનાચારથી, ત્રાય ત્રાયરે;

## ચોપાઈ

સમજુ પણ ખોઇ બેઠા જ્ઞાન, બુટ કોટ કોલરનુ માન;
હૃદય વાત સમજે નહી ધ્યાન, ભર્ત ભુમીનાં ઉતર્યાં માન.
ખર્ચ વધારે મોટપમાટ ફેશનબાઇએ વાળ્યો દાટ;
તજ્યા નિતીને ભુલ્યા ભાન, ભર્ત ભુમીનાં ઉતર્યાં માન;
રીત રીવાજને કીધા દુર; અનિતીએ પકડ્યું પુર:
અખાજ ખાણામાં ગુલતાન, ભર્ત ભુમીનાં ઉતર્યાં માન;
પાટલુન પહેરી તજતા વેશ, ભજવતા નાટક તો બેશ;
ચમચમ બુટ તણું જે તાન, ભર્ત ભુમીનાં ઉતર્યાં માન.

હોટલમાં આ પાણી પીએ, અભણને ભણેલા બી. એ;
અણસમજુને જે ગુણવાન, ભર્ત ભુમીનાં ઉતર્યાં માન.
શોભા માટે તજીઆ વેશ, કંઇ ચેરા કપાળે કેશ;
ગુચ્છાવાળ કપાવા ધ્યાન, ભર્ત ભુમીનાં ઉતર્યાં માન.
બોટપીટમાં મહાલે રોજ, વેશ તજી બને છે રોઝ;
જેને એક ઇંદ્રીનુ ગ્નાન, ભર્ત ભુમીનાં ઉતર્યાં માન.
નેત્ર છતાં બને છે અંધ, ચસમામાં માની સુગંધ;
કહયું ઘણું નવ સુણે કાન, ભર્ત ભુમીનાં ઉતર્યાં માન.
સોટી રાખી ચાલ્યા જાય, બહાદુર બો પહેલા ગભરાય;
તે માટે રાખે એ શ્વાન, ભર્ત ભુમીનાં ઉતર્યાં માન.
બરફ સોડા લીમલેટ ફરે, અનાચાર કરતાં નવ ડરે;
કુધારાનુ જેને ગ્નાન, ભર્ત ભુમીનાં ઉતર્યાં માન.
ભાષણમાં બહુ ડોળજ કરે, જાણે સુધારે શાણો ફરે;
અંદરથી આમજ હેરાન, ભર્ત ભુમીનાં ઉતર્યાં માન.
નીજ ધર્મ નીરખે નહી તેહ, અન્ય ધર્મમાં માને સ્નેહ;
સદગુરૂની નહી પીછાન, ભર્ત ભુમીનાં ઉતર્યાં માન.

---

## દ્રષ્ટાંત.

એક વખત એક ગામડાનો ખેડુત શહેરમાં હટાણું કરવા આવ્યો ગામડાંના માણસોને એવી ટેવ હોય છે કે શહેરમાં આવે ત્યારે સીધી નજરે ન ચાલતાં આડુ અવળું ડાફરીઆં મારતાં ચાલે છે. તેવી રીતે આ ખેડુત ચાલતો હતો. એવામાં એક સ્કીટાટ કોટ પાટલુન, સ્ટોકીંગ, કલર, નેકટાઇન, આંખે ચસ્માધબ, હાથમાં સ્ટીક

ઝાલી રોકબંધ ચાલતાં આ ખેડુતને હડફેટમાં લીધો તેની અસર ખેડુતને તો ન થઇ પણ આ મીસ્ટર લથડી પડ્યા. રોકમાં ઉભા થઇ. ગમાર, રોચા. ઢોર નહી દેખતા, આવી ઉપમા આપી. ખેડુતે જવાબ આપ્યો ભાઇ હું ન દેખતો હોત તો તમે ખઇ પીને મોજો ઉડાવો છો તે પરતાપ ગમાર રોચા ઢોર બાપાના છે. ટાઢ તડકા વેઠી બારે માસ ખેતરમાં ઢોર અને ઢેફાં સાથે માથા ફોડ કરી તમારા પોષણ માટે અનાજ તૈયાર કરીએ છીએ છતાં તમારી નજરમાં આવતા નથી પણ યાદ રાખજો. જે વખતે અમે ભણી તૈયાર થઇ શું ત્યારે તમારે ટાંટીઆ ઘસી મરવા વખત આવશે,

ઓછુ પાત્રને અદકુ ભણ્યો
ઘર બાળી દુધ ચોખા જમ્યો

---

## દ્રષ્ટાંત.

એક હજામ ભણીને મુંબઇ જેવા શહેરમાં નોકરી કરવા ગયો. ત્યાંથી પાંચ હજાર રૂપીઆ કમાયો એટલે દેશમાં આવી રોજ દુધ ચોખા સાકર સાથે જમે. એવામાં ગર્વ ઉત્પન થયો મારા ગામના લોક કયાંથી જાણતા હશે કે આ બાબરભાઇ કમઇને આવ્યા છે, તે રોજ સાકર સાથે દુધ ચોખા જમતા હશે માટે આજ મારે ગામના લોકોને જણાવવું જોઇએ કે બાબરભાઇ રોજ સાકર નાખી દુધ ચોખા જમે છે. આવો વીચાર કરી બાબરભાઇ જમવા બેઠા રોટલી દાળ ને બે સાક સાથે જમી રહયા પછી તાંસળામાં દુધ ચોખાને સાકર નાખી દીવાસળીની સળી સળગાવી એક ખુણામાં ઘાસ ભરેલુ હતુ તેમાં સળગતી દીવાસળી નાખી બરોબર સળગ્યા

પછી તાંસળુ હાથમાં ઝાલી રસ્તા ઉપર આવી બુમ પાડી દોડોરે દોડો હું દુધ ચોખા ને સાકર જમતો હતો ને મારા ઘરમાં આગ લાગી, ગામના લોકો ભેગા થયા એટલામાં તો તમામ બળી ગયું. ગામના લોકે પૂછ્યું અલ્યા શી રીતે આગ લાગી ત્યારે બાબરભાઇ બોલ્યા અરેરે મારૂ નસીબ ફુટી ગયું બાપલીઆ, હું રોજ દુધ ચોખાને સાકર જમતો હતો તે તમને જણાવવા માટે દીવાસળી સળગાવી ઘાસમાં નાંખી બરોબર સળગ્યા પછી આ તાંસળુ તમને બતાવા હાથમાં ઝાલી રસ્તા ઉપર આવી બુમ પાડી મેં જાણ્યું એકદમ ગામના માણસો ભેગા થઇ ઓલવી નાંખશે, તે પહેલાં તો તમામ બળી સાફ થઇ ગયું બાપલીઆ હવે દુધ ચોખાને સાકર શી રીતે જમાશે. ગામના લોક કહે. ટાયલાં કરવાં મુકી માથાં મુડી ખા માથાં ? મારા બાપે ભણાવ્યો પણ મુંડતાં સીખવ્યુ નથી, ને મુંબઇ માં વીલાયતી અસ્ત્રા ઘણા માણસો ઘર આગળ રાખી મોં સામો આયનો મુકી તીજે દીવસે દાઢી હાથે મુડે છે. ગામના લોક કહે. મેં મઇમાં તો હાથે મુડતા હશે પણ અમારે તારો ખપ છે માટે માથાં મુડતાં શીખ આવી રીખામણ આપી તેની મુરખાઇ ઉપર હસતા હસતા પોતપોતાના ઘેર ચાલ્યા ગયા.

દોહરો.

તનમનની પીડા ટળે, ભયનું થાય ન ભાન;
સુખ ઉપજાવે સર્વને, વિધાસુખ નિધાન.
વિનય વિવેક વિચારનું, વિધા નયન પ્રધાન;
અસાર આ સંસારમાં, એ અમ્રતનું પાન.
કીર્તિલઈને લોકમાં, પવીત્રપુન્ય પમાય;
વિધાજ્ઞાન સુધારસે. અજર અમર પદ થાય.

## દ્રષ્ટાંત.

વીદ્વાન અને ધનવાનને તકરાર થઇ ધનવાન કહે ધનથી હું ધારૂ તે કરી શકુ ને મારી ગરજ રાખતા તમામ માણસો આવે શેઠના સો શાળા ગરિબનો બનેવી કોઇ થતો નથી. ધન વીના વીદ્વાનનો કોણ ભાવ પુછે આવી તકરાર કરતા રાજા પાસે ઇન્સાફ કરાવા ગયા બન્નેની તકરાર સાંભળી એક રૂકો લખી રાજની મોર છાપ મારી પડીકીઆમાં બાંડીને કહ્યું તમે મારા મીત્ર રાજસીંહના રાજમાં જઇ આ કાગળ આપશો એટલે તમને ઇન્સાફ આપશે. બન્ને જણુ હરખાતા હરખાતા રાજસાહના રાજમાં જઇ કાગળ આપ્યો રાજસીંહે કાગળ વાંચી તરત સીપાઇને હુકમ કર્યો આ બન્ને જણુને ફાંસી ચડાવી દો. ધનવાન થરથર ધ્રુજવા લાગ્યો. મારા ક્યાં ભોગ લાગ્યા કે આની સાથે વાદવીવાદ કરી ઇન્સાફ લેવા આવ્યો. વીદ્વાનના મન ઉપર તો કાંઇ અસર ન થઈ. સીપાઇએ ધનવાન અને વીદ્વાનને ફાંસી આગળ લઇ જઇ ફાંસીઆને સોપ્યા ફાંસીએ ફાંસી તૈયાર કરી કહ્યું ભાઇ તમારે જે કાંઇ કહેવાનું હોય તે કહી દો નહી તો તમારા ઈસ્ટ દેવનુ સ્મરણ કરી લો ત્યારે વીદ્વાને ધનવાનને કહયું ભાઇ તમારી પાસે ધન છે તે ખરચી છોડાવો અત્યારે ધન ખરચી નહી છુટો તો તે ધન શા કામમાં આવશે તમારા ધનના લીધે મારે ફાંસીએ ચડવા વખત આવ્યો. ધનવાને કહયું. મારૂ ધન મારે ઘેર રહયું અહીં કામમાં આવવાનું નથી પણ તમારી વીદ્યાના બળે છોડાવશો તો પરમેશ્વર તમારૂ ભલુ કરશે અને હું તમારો ઉપકાર કદી ભુલીશ નહી. વીદ્વાને કહયું તમે લખી આપો કે ધનવાન કરતાં વીદ્વાન ચડે તો હું છોડાવા પ્રયત્ન કરૂં ધનવાને કહ્યું ભાઇ તમે કહેશો તે પ્રમાણે લખી આપીશ અને

તમે જીત્યા હું હાર્યો. વીદ્વાને ફાંસીઆને કહ્યું તમે અમને રાજસીંહ પાસે લઇ જાવ ત્યાં અમારે જે કહેવાનું છે તે કહ્યા પછી ફાંસી ચઢાવી દો. ફાંસીઓ બન્નેને લઇ રાજસીંહ પાસે આવ્યો. રાજસીંહને જોઇ વીદ્વાને હસવા માંડયું એટલે રાજસીંહે પુછયું તને મોતની સજા થઇ છે, છતાં કેમ હસે છે? આપના ઇન્સાફને હસુ છું આવી રીતે ન્યાય આપશો તો? દુસ્મન આપનું રાજ પડાવી લેશે. શા માટે? શું અમારા રાજાને ત્યાં ફાંસી નહોતી તે આપને ત્યાં અમને ફાંસી દેવા મોકલ્યા. જ્યારે અમને ફાંસીનો હુકમ આપ્યો તે વખતે રાજ જોશીએ અમારા રાજાને કહ્યું આ બેને ફાંસી દેશો ને એમનો જીવ જશે, એટલે એકદમ મરકી ફાટી નીકળશે, રૈયત દુઃખી થશે, રાજ અને રૈયત વચ્ચે વીરોધ પડશે. માટે દુસ્મનના રાજમાં મોકલી બેને ફાંસી દેવરાવવી, રાજા અને રઇયત વચ્ચે ખટપટ થાય ને રાજ સત્તા નરમ પડે, તેનો લાભ આપણુને મળે આવું જોશીનું બોલવુ સાંભળી અમારા રાજાએ વાચાર કરી આપની પાસે મોકલ્યા છે વીલંબ ન કરતાં અમને ફાંસી ચઢાવી દો. રાજસીંહ રાજાએ ઊંડો વીચાર કરી આનુ કહેવું સત્ય માની કહ્યું. હું તમને છોડી મુકું છું પણ મારા રાજની સરહદમાં પાણી પીવા ઉભા રહેશો નહી. જેવી રીતે બીલાડીના પંજામાંથી ઉંદર છટકી પોતાના દરમાં પેસી જાય છે. તેવી રીતે વીદ્વાન અને ધનવાન બન્ને પોતાના રાજમાં આવી રાજાને મલ્યા. રાજાએ ધનવાનને પુછયું કોણ જીત્યું. ધનવાન કહે વીદ્વાન જીત્યો.

વીદ્યાના બળે કરી, બચાવ્યા બેના પ્રાણ;
ગોટપીટમાં મ્હાલતાં, ધન આબરૂ ગઇ જાણ.

# આતે પુર્નલગ્ન કે પશ્ચાતાપ?

ઈશ્કલાલ વકીલની પરીક્ષામાં પાસ થયો એટલે પોતાના દેશમાં જવા માટે સ્ટેશન ઉપર આવી સેકન્ડ ક્લાસની ટીકીટ લઇ પ્લાટ ફૉર્મ ઉપર આવ્યા. ફાસ્ટ પેસેન્જર આવી ઉભી રહી. સેકન્ડ ક્લાસના ડબ્બા આગળ આવી ઇશ્કલાલે જોયું તો એક બાઇ ફેનસી ડ્રેસમાં સજ થઇ બેઠી હતી. બન્નેની નજર એક થતાં બાઇ બોલી. મીસ્ટર આપ એકલા હો તો આવો. ઇશ્કલાલે કહ્યું હું એકલોજ છું, એમ કહી બારણું ઉઘાડી બાઇના સામા બેઠા, પોટરે સામાન ગોઠવી દીધો એટલે આઠ આના આપ્યા, ગાડી ઉપડી. બાઇએ પુછયું. તમે કયાં જવાના ? ઇશ્કલાલ–હું વકીલની પરીક્ષા આપવા આવ્યો હતો, પાસ થયો એટલે મારા દેશમાં મેસાણા જઉ છું, તમારાં લગ્ન થયાં છે ? સગપણ થયું છે, કન્યા નાની છે, અભણ છે, આ સાલમાં લગ્ન થશે. તમે તેવું લગ્ન ન કરો ને પુર્નલગ્ન કરો તો કેમ ? અમારી ન્યાતમા રીવાજ નથી, અભણ અને નાની ને પરણી તમે શું કરશો ? મોટી ઉમરની કન્યાઓ અમારી ન્યાતમાં નથી. ઉમરમાં મારા જેવડી, સ્વરૂપે મારા જેવી, ઇંગ્લીશ ભણેલી, લુગડાં ઘરાંણું મલી આસરે પચીસ હજાર રૂપીઆનું હાલ તેની પાસે છે, તેના માબાપે એંશી વરસના બુઢ્ઢાને પરણાવી હતી તે રાંડી છે, આ ટ્રેનમાં આણુ હવા ખાવા જાય છે. તમે તો નહી. હું પોતે જ બોલો શું વીચાર છે. ઘણી ખુસીથી તમારી સાથે પુર્નલગ્ન કરીશ. ન્યાત પુછશે તો ? ન્યાતને નાત બહાર મુકીશ. માબાપ સગાં વ્હાલાં રોકશે તો ? તેમની મને પરવા નથી.

ઈશ્કલાલે જાણ્યું પુર્નલગ્ન થઇ ગયું અને ધણીઆણી પણ થઇ

ચુકી. પોતાને ઘેર લઇ જવા સુટ મેંવો અને હલવો લીધો હતો તે કાઢી બન્ને જણે ખાવા માંડયું ઇસ્કબાજીની વાતો કરતાં અમદાવાદ આવ્યું. ટ્રેન બદલી નાની ટ્રેનમાં બેઠાં ગાડી ઉપડી. કલોલનું સ્ટેશન આવ્યું ગાડી ઉભી રહી બારણું ઉઘાડી બાઇ પ્લાટ ફાર્મ ઉપર આમતેમ ફરતાં ટીકીટ આપી બહાર નીકળી ગઇ, ગાડી ઉપડી ઇસ્કલાલ ઘણોજ ખુશી થયો. આ સાલ મારે માટે ઘણીજ સારી નીવડી, વકીલ થયો, આ બાઈ મારૂ નામ જાણુતી નથી ફકત ગામ જાણે છે મને શોધતાં મારો પતો મેળવશે તો પુર્નલગ્ન કરીશ નહી તો આ પચીસ હજાર રૂપીઆનો માલ મલ્યો તેમાં લ્હેર ઉડાવીશ, મારા માબાપથી છાનુ ખાનગીમાં રાખીશ આવા અનેક વીચારો કરતાં પોતાનું મેસાણા સ્ટેશન આવ્યું, ગાડી ઉભી રહી પોટરે બા-રણું ઉઘાડયું ઇસ્કલાલ બહાર નીકળ્યો સામાન લારીમાં ભરી બહાર કાઢયો એવામાં આબકારી ખાતાના પોલીસે ઇસ્કલાલને કહ્યું. શેઠ ટ્રંક ખોલીને બતાવો. ઈસ્કલાલે પોતાના બે ટ્રંક ખોલીને બતાવ્યા ને આઠ આના કાઢી પોલીસને ચા પાનના આપવા માંડયા. પોલીસે કહયું સામે જમાદાર ખડા હે ઓર દેખતા હે. ઉસ બાસ્તે એ દો ટ્રંક ખોલો અમ ફેંકેગા નહી. ઇસ્કલાલે કહ્યું એ બે ટ્રંકની ચાવીઓ ખોવઇ ગઇ છે. એવામાં જમાદારે આવી પોલીસને પુછયું કયા હે, પોલીસે કહ્યું એ દો ટ્રંક કી ચાવીઆં શેઠે ખોડાહી હે. જમાદારે ઇસ્કલાલને કહ્યું. ક્યો શેઠ આ સળીઆથી તાળુ ખોલી નાખો. ઇસ્કલાલે રોફમાં ને રોફમાં સળીઆથી તાળુ તોડી નાખી ટ્રંક ખોલી તો મડદુ નીકળ્યું, બીજી ટ્રંક ખોલી તો પથરા નીકળ્યા પંચ કેસ થયો, ઇસ્કલાલના હાથે બેડીઓ ઘાલી કાચી જેલમાં પુર્યો. મડદુ સ્પીતાલમાં ગયુ ડાકટરી તપાસમાં પોયઝન ખવરાવેલું માલુમ પડયું

પોલીસ તપાસ ચાલી બાઇનો પતો લાગ્યો નહી. ઇશ્કલાલ ઉપર કેસ ચાલ્યો. તેના બાપે એ ત્રણ હજાર રૂપીઆ વકીલ બારીસ્ટરો અને સોલીસીટરોમાં ખરચ્યા, આબરૂ અને ગ્રહસ્થાઈના પુરાવા આપ્યા. ઇશ્કલાલે પોતાની સર્વ હકીકત જાહેર કરી તે ઉપરથી જડજ સાહેબે રહેમીયતની કલમ લાગુ કરી પાંચ વરસની સજા કરી.

વીવેક વીણ વીઘા જુવો, દુઃખી કર્યા માબાપ;
પૈસા ખરચી ભણાવીઆ. દુઃખ વેઠયું માબાપ.
પુનર્લગ્ન કરવા થકી, થયો પશ્ચાતાપ;
વકીલાત કરવા ગયા, જુવો જેલમાં આપ.

# અધ્યાય ચોથો.

ખેડુત ભણે, કોરી ભણે, દરજી ભણે, સોની ભણે,
સુતાર ભણે, લુહાર ભણે, હજામ ભણી, હોદેદાર બને.
કુંભાર ભણે, મોચી ભણે, ભંગી ભણી જંગી બને.
બાકી રહ્યું, બાળા ભણી, સેકન્ડ કરી પ્રેમી બને

દ્રષ્ટાંત.

બાદશાહી કુટુંબને રાજમાંથી વરખાશન મળતું ને જમીન જાગીરની આવક હતી તેમાંથી ગુજરાન નભાવતા. દીવસે દીવસે કુટુંબ વધતું ગયું નગરનો અડધો ભાગ એકજ કુટુંબી થઇ ગયા ને વરખાશન તે પ્રમાણે વહેંચાઈ ગયું ને જમીન જાગીર પણ વ્હેંચાતી ગઇ બાદશાહી કુટુંબ એટલે બીજો કંઈ ધંધો કરે નહી. ને ઘણાક માણસો વરખાશન ઉપર ગુજરાન નભાવે ઘણાકને થોડી ઘણી જ-

મીન હોય તે આખ્ખારે ગુજરાન નભાવે અંદર પેટે ઘણા દુઃખી છતાં સબ જમાદાર અકેક જોડો લુગડાં રાખ્યાં હોય તે પ્હેરી બહાર નીકળે ઘેર આવે ત્યારે કાઢી ખાટીએ ભરાવે આવી સ્થીતીએ પ્હોંચી ગયા તો પણ અમ જમાદાર એક વખત બાદશાહ સાંજના ટાણે દીવાનને લઇ નગરમાં ફરવા નીકળ્યા તે વખતે તમામ માણુસો ઓબંધ અને ટ્સ્ફીટાઇટ માલમ પડયા તે ઉપરથી બાદશાહે દીવાનને પુછ્યું. દીવાનજી આપણી રૈયત બહોત સુખી હે. દુઃખી કોઇ માલુમ નહી પડતા. દીવાન વૃદ્ધ અને રઇયતથી ઘણો અનુભવી હતો એટલે બાદશાહને કહ્યું. ગરીબ પરવર ઉપરકી ટાપટીપ ભીતર તો ખુદા જાણે. બાદશાહે કહ્યું. દીવાનજી તુમેરા કહેના મેં માનના નહી ઉસ બાસ્તે ખાત્રી કરદો.

દીવાને ચાલતાં માણુસોને બુમ પાડી બોલાવ્યા.

જમાદાર ઇધર આવ ?

એટલે દશબાર માણુસો અલ્બીબંધ છ બગલાં અંગરખાં માથે ફેંટા હાથમાં લાકડી, દીવાનનો સાદ સાંભળતાં દોડતા આવી બાદશાહને સલામ ભરી સામા હારબંધ ઊભા રહ્યા. દીવાને પહેલાને પુછ્યું. ક્યા કામ કરતે હો જમાદારી. ક્યા મીલતા હે દો રૂપીઆ દુસરી આવક હે. એક ખેતકા ટુકડા હે ઇસમે પાંચમણ જુવાર આતી હે ઘરમેં કીતે માણુસ હો મેરી ઓરત ઓર એક લડકી મીલકે તીન માણુસ દીવાને દુસરાને પુછ્યું આપ ક્યા કામ કરતે હો. જમાદારી ક્યા મીલતા હે. ચાર રૂપીઆ જમીન જાગીર હે મેરે બાપ. દીબાપમેથી અબતો કુચ નહી હે, ઘરમે કીતને માણસ હે, મેરી ઓરત એક લડકા કીતે બરસકા હે બારાબરસકા ચાર બરસ પીછે જમાદાર હોગા.ી આવ રીતે તમામને પુછ્યું તો સબ જમાદાર.

## ચોપાઈ

ઘરમેં હોડી તડાકા કરે. જમાદાર થઇ સૌ જણુ ૪રે.
છાસ ઘેંશથી પેટજ ભરે, એક ટંકમાં પોષણ્ કરે.

---

તમને પગાર વધારે મલે તો રાજમાં નોકરી કરવા આવશો ? બધા એકી સાથે બોલ્યા કયા હમ ભુખે મરતે હે ? ઘર છોડકે નોકરી કરને કુ આવે. દીવાને કહ્યું અચ્છા જાવ.

બધાના ગયા પછી બાદશાહે દીવાનને કહ્યું. આજથી એ સબ લોકકા વરખાસન બંધ કરના ઓર પચાસ કારીગર બોલાવી વણુવાની સાળો બનાવરાવી એ સબકુ વણુનેકા કામ સીખાના. એ લોક ઘરમે બેઠકે કામ કરેગા ઓરત લડકે સબ સીખેગા વરખાશન દેગા તો વીનામેંતે ભુખે મર જાયગા. દીવાને કહ્યું આપકા કહેના સચ હે. ઓર વરખાશન બંધ કરના ચઇએ. વળી બાદસાહે કહ્યું એસા ફરમાન સબકુ દેના, જેઅચ્છા કામ કરકે બાદશાહ હજુરકુ દીખાયગા ઉસ્કુ ઇનામ મીલેગા એ કામ તુમેરી દેખરેખ નીચે બનના ચઇએ દીવાને કહ્યું બ્હોત અચ્છા.

બાદશાહી ધનથી અને પોતાની જાત મહેનતથી દીવાને કારીગરો બોલાવી દરેકના ઘર આગળ જઇ વણુવાનું કામ સીખવવા માંડયું અને તે જોઇ અન્ય કોમના માણુસો પણ વણુવાનું કામ કરવા માંડયું રેશમ, ઉન. કસબ અને સુતરનુ વણાટ કામ એવું સરસ અને નકશી બનતુ કે તેના નમુના ચીન જાપાન ઇંગ્લાંડ અમેરીકા ફ્રાન્સ જર્મન વીગેરે દેશોમાં પહોંચ્યા તે લોકો આપણા દેશમાં આવી વણુટ કામની શાળોના નમુના પોતાના દેશમાં લઇ જઇ

તેનાં મોટાં કારખાનાં બનાવી આપણા દેશમાં આપણે ઉત્તે-જન આપ્યું તેથી આપણા કારીગરો ભુખે મરવા લાગ્યા એટલે તે ધંધો છોડી નોકરીઓ કરવા માંડી અને મીલો પણ આપણા દેશમાં થઈ તેથી વધારે હાથ વણાટને ધોકો પહોંચ્યો છતાં હજુ હાથવણાટનું કામ રૂપીએ બે આની છે તેને આપણે ઉ-તેજન આપીએ તો પ્રથમની માફક સજીવન થાય અને આપણા ભાઈઓ સુખી થાય તે કામ આપણા ધનપતિ લક્ષાધિપતી મોટર અને ઘોડા ગાડીમાં ફરનારા શ્રીમંતોના હાથમાં છે.

### ભુજંગી.

ચઢયાં વાદળાં ચોદીશા અંધકાર, ગયા રોફમાં તે થયા ખુબ ઠાર;
વીદેશી તણી આજુવો રીત ચાલી, તજી ટેકને ટોપીઓ શીર ધાલી,
લઇ દુઃખ ખાદી ખાદી ગઇ છે, ખરે હાથમાં એક કાંડી રહી છે;
વીદેશી તણીતો ખરે રીત મ્હાલી, જુવો પ્રેમથી ટોપીઓ શીરધાલી.
ભલો દેશ સાદો હતો રાય જાદો, સુધારે ચઢયો તો થયો છે ઉઘાડો:
તજી દેશ ભાષા લીધી હાથ તાલી, જુવો પ્રેમથી ટોપીઓ શીર ધાલી.
ગયા શુભ જામા ગઇ તેજ બંડી. રૂડા દેશની રીત જે સુભ ખંડી;
વીદેશી તણા માલની ટેક ઝાલી; જનેતા તજી પાઘની રીત હાલી,
વીદેશી ખીંટી બંગલા તેજ ઠાલી, તજયા દેશીયોને લીધાં ભુત ખાલી;
વીમાસે પછી તે દશા દેખ ઠાલી, કુસંગે જુવો ધર્મની રીત હાલી.



સાખી—વેશ તજ્યા બીન કારણે, તજીએ દેશ નવ વેશ;
વેશ તજયા બીન કારણે, ટેસ વધ્યા હમેશ.
હિંદમાતા અકળાય છે, નહી છોકરા બેશ;
આચાર તજી અવળા ગયા, લાજ નહી લવલેશ.

કહો દેશ બંધુ વિદેશી સ્વદેશી. વિદેશી થતાં આ થયા જે કલેશી;
ભલો દેશ મારો ભલી ભુમી ગારી, હયાતી હમારી હશે જો તમારી.
ઘણું ખાધુ પીધુ ગણા ભોગ કીધા, ઘણા માલ વિદેશીના બ્રાત લીધા;
ઉંડા ઉતર્યો ત્યાં દીઠું દુઃખભારી, હયાતી હમારી હશે જો તમારી.
ક્યાં ભોજરાય ક્યા કહો ગંગતેલી, ક્યાં મોરને ક્યું કહો જે અપેલી;
ક્યાં મેરૂને કાંકરો જો વિચારી, હયાતી હમારી હશે જો તમારી.
ક્યાં હંશને કાગનું રૂપ દીઠું, બન્યો હું અપીણી ગણ્યું સુખ મીઠું;
અપીણી થતાં દેખજો એ ખુવારી, હયાતી હમારી હશે જો તમારી.
ખરે કાચ ફુટે નહી દામ આવે, વિદેશી તણો માલ ચોખ્ખું જણાવે;
જુવો ત્રાંબુ કાંસુ ફુટે દામ દે છે, વિદેશી તણો માલ તો એમ કહે છે.



# અધ્યાય પાંચમો.



## ફેનશી ભાઇનો પરજીઓ.

ફેશન વળગી ભાઇને રે, તમે જુવો તેમનો ડ્રેસરે;
ફેશન વળગી ભાઇને ટેક.
છેલ છબીલા બનવા રે, રોજી હજામની વધારીરે;
ખાછળથી ફેનશી કાતરી, આગળ વાળ વધારીરે. ફેશન૦
સેન્ટ લવન્ડર આરસીરે, માથે આંબળાનુ તેલરે;
આગળ ઓળી પાડે પાંથીઓ, ભાઇ કરે તાલમેલ રે. ફેશન૦
માથે ટોપી ઘાલી શોભતીરે, વળી પહેર્યું ખમીશરે;
કોટ પાટલુન પહેરીને, બોલે વેલવેલ ધીસરે, ફેશન૦

બુટ સ્ટોકીંગના ઉતરે રે, ફરતાં ઘરમાં કે બહારરે;
રાખ્યો આડંબર ઇંગ્લીશ રીતનો, બન્યા ઇંગ્રેજ બાળરે. ફેશન૦
ઘરેણામાં ઘડીઆળ છે રે, હાથે શોભે છે કફ રે;
ગળે કલર નેકટાઇન, પહેરી મારે છે શેફરે. ફેશન૦
બીડી સીગર ચીરૂટનારે, સળગાવી કાઢ્યા ગોટારે;
પાનની બીડી ચાવતાં, ઘરમાં વાગ્યા ગડબડ ગોટારે. ફેશન૦

---

## દ્રષ્ટાંત.

નેમચંદ શેઠને પોતાના બાપ પચાસ હજાર હમેનગદ રોકડા મુંબઇ ગરા અને ઘરાણું મકાન જુદુ આવી સાયબી મુકી મરી ગયા તેમના મરણ પછી નેમચંદને બે દીકરા એક ચાર વરસનો બીજો બે વરસનો છે. આ નગરમાં નુરબાઇ નામની નાયકા રહે છે ( જે શહેરમાં આવી વેષ્યાઓના મકાન હોય છે, ત્યાં ધનવાનના છોકરાઓને ફસાવી એશઆરામ ભોગવે છે, ] તેને પોતાના માણસો મારફતે નેમચંદને ફસાવી કબજે કર્યો પાંચવરસમાં પચાસ હજાર રૂપીઆનું પાણી કર્યું, નેમચંદ ચાર પાંચ મહીને પૈસા લેવા પોતાના ઘર આગળ આવે ત્યારે તેની સ્ત્રી પરમેશ્વર તુલ્યમાની ઘણીજ આગતા સ્વાગતા કરી સમજાવે પણ નેમચંદ માને નહિ ઘણી વખતતો તે સ્ત્રી કહે તમારે ચાર પાંચ મહીને અહીં આવવાની તસ્તી પડે છે, માટે મારા તરફતી બીક રાખવી નહી એક સાથે તમામ ધન લઇ જઇ નાયકાને આપો તમારા સમ ખાઇને કહું છું કે હું ખુસી છું. ( આ બાઇની ધારણા એવી હતી કે આ ધન સારી કમઇનું હોત તો મારો સ્વામી ખોટા રસ્તે ચઢી ધન વાપરત

નહી માટે એકી સાથે તમામ ધન આપી દે તો, નાયકા જાણે કે હવે આની પાસે કંઈ રહ્યું નથી માટે જલદી તજી દે આવા વીચાર થી પોતાના સ્વામીને કહેતી ) ત્યારે નેમચંદ—થોડે થોડે આપું તો લાંબો વખત સુખ ભોગવાય, તેમ તને દુ;ખ પડે નહી. સ્ત્રીએ કહ્યું મને શું સુખ છે? ધનથી સુખ મલતુ હોત તો કોઈ પરણી ઘર માંડત નહી. તમો આખો દીવસ નાયકાને ત્યાં રહો તમારી ખુશી પડે તેમ પૈસા વાપરો પણ સાંજે ઘેર આવો તોજ હું સુખી, નહીતો મારા જેવી અબળા કોઇ દુ;ખી નહી હોય ? આવી રીતે શીખામણ આપે તેમ તેના સગાંવહાલાં શીખામણ આપે છતાં નેમચંદે કોઇની શીખામણ માની નહી એવામાં કર્મ સંજોગે નેમચંદ માંદો પડયો તેની સ્ત્રીને ખબર પડી એટલે પોતાનો સ્ત્રી ધર્મ સાચવવા અને માબાપની આબરૂ રાખવા નાયકાને ત્યાં જઇને કહ્યું, બહેન મારા સ્વામીનાથ માંદા છે તેમને મારે ત્યાં મોકલો તો તેમની ચાકરી કરીશ અને સારા થશે તો તમારે ત્યાં મોકલીશ નાયકા બોલી તમે પતિવ્રતપણુ બતાવવા આવ્યાં હશો કેમ ? તમે પતિની સેવા કરી હોત તો, મારે ત્યાં ઝખમારવા આવત, માંદા પતિને લઇ જઇ ભુપાતા કરવા આવ્યાં હશો ? હું ચાકરી કરનાર કયાં કમ છું, નેમચંદની સ્ત્રીએ કહ્યું ભલે બહેન તમે ચાકરી કરો. સ્વામીનાથ હું જવું છું. નેમચંદ—મને બે ચાર દીવસમાં સારૂ નહી થાય તો હું આવીશ સ્ત્રીએ કહ્યું. આવશો તો તમારૂ ઘર છે પણ મને લાગતું નથી કે તમે આ મંદવાડમાંથી ઉઠો નાયકા કહે જોયું તમારી પતીવ્રતા ભલુ ઇચ્છે છે, અરે દાસી ? આ કમજાતને બહાર કાઢ નેમચંદની સ્ત્રી—બહેન ! હું આ ચાલી.

અફસોસ કરતી પોતાને ઘેર આવી, પતિની ફીકરમાં ખાવાનું

અને રાતની નીંદ્રા ત્યાગી પ્રભુની સ્તુતિ કરતી હતી. નેમચંદ ચોથે દીવસે મરણ પામ્યો નુરબાઇ નાયકાએ પોતાના માણસો પાસે ઉપડાવી ડફન કરાવતી હતી તેવામાં નેમચંદની સ્ત્રીને ખબર પડી, રોતી અને કકળતી ડફન કરતા હતા ત્યાં જઇ નાયકાને કહ્યું. બહેન મારા પતિનું સબ મને સોંપો તો અમારા રીવાજ પ્રમાણે અગ્ની સંસ્કાર કરાવું નાયકાએ કહ્યું, અરે કમજાત મારા ખાવીંદને અગની સંસ્કાર હોય? એનીતો મનોહાર કબર ચણાવી ફુલની ચાદર ઓઢાડીશ નેમચંદની સ્ત્રીએ નાયકાને ઘણા કલાવાલા કર્યા છતાં પોતાના પતિને આપ્યો નહી એટલે ત્યાંથી બારોબાર રાજા પાસે જઇ ફરીઆદ કરી, રાજાએ સીપાઇ પાસે નુરબાઇ નાયકાને બોલાવરાવી પુછ્યું. આ બાઇના પતિનુ સબ કેમ નથી આપતી? નાયકાએ કહ્યું પાંચ બરસથી ઉસકા ધણી મુસલમાન હુવાથા ઓર મેરી સાથ નીકા કીયાથા, મેને ઉસકુ ઘરમે રખકે ખીલાતી, પીલાતી, એસઆરામ ભોગવાતીતી, આજરોજ મરગયા ઉસકુ ડફન કરકે મેરે ઘર આઇ ઓર આપકા સીપાઇ બોલાનેકુ આયા, ઓર આપકી હજુરમાં ખડી હું. રાજાએ નેમચંદની સ્ત્રીને કહ્યું તારો ધણી મુસલનાન થયો અને આની સાથે ઘર માંડયું એટલે તારો હક નથી ને પાંચ વરસ સુધીમાં, તું ફરીઆદ કરવા કેમ આવી નહી? નેમચંદની સ્ત્રીએ કહ્યું. મારો ધણી મુસલમાન થયો નથી, મુસલમાન થયો હોયતો દાઢી રાખે પણ મારા ધણીને માથે એક હાથની ચોટલી છે. રાજાએ નાયકાને પુછ્યું, સાચુ બોલ ચોટલી છે? કે દાઢી? નાયકા બોલી જે મુસલમાન થાય તે ચોટલી રાખે નહી આ બાઈ જુઠું બોલે છે. નેમચંદની સ્ત્રીએ કહ્યું મારૂ કહેવું સત્ય નમાનતા હો તો? મડદુ મંગાવી તપાસ કરવી જોઇએ દાઢી નીકળે તો મને ગુનેગાર ઠરાવી આપને યોગ્ય લાગે તેવી સીક્ષા

ફરમાવશો, આવી કુલટાઓ નગરમાં રહી મારા જેવી અબળાઓનાં કેટલાં ઘરમભાગ્યાં હશે અને ભાગશે, માટે પુરેપુરો તપાસ કરી ઇન્સાફ આપવો જોઇએ, રાજાએ કચેરી બરખાસ્ત કરી ડફન વાળી જગાએ આવી કબર ખોદાવી મડદુ તપાસ્યું તો નેમચંદની સ્ત્રીના કહેવા પ્રમાણે ચોટલી હતી, મડદુ નેમચંદની સ્ત્રીને સોપ્યું અગ્ની સંસ્કાર કરાવી નેમચંદની સ્ત્રી ઘેરઆવી નુરબાઇ નાયકાની તમામ મીલકત જપ્ત કરી રાજાએ પોતાના રાજમાંથી કાઢી મુકી.

વાંચનાર અને સાંભળનાર ભાઈઓ અને બહેનો વીચાર કરો દાઢીથી મુસલમાન, ચોટલીથી હીંદુ, અને ચાંલ્લાઓથી ધર્મ ઓળખાય છે, પહેરવેશથી દેશ ઓળખાય, વાણીઆ બ્રાહ્મણ; પટેલ, કોળી ગરાસીઆ, દરજી, મોચી, વીગેરે જાતો પહેરવેશ અને બોલીથી વર્ણાશ્રમ ઓળખાય છે,



# અધ્યાય ૬ ઠો.

## ૫રજીઓ.

જુનો જમાનો વહીગયો રે, આવ્યો નવો જમાનો રે;
જુનો જમાનો વહીગયો — ટેક.
જે જે ગોપાળ મુખ બોલતારે, હતા ગઉપાળક રે;
સારેબજી મુખે ઉંચારતાં, બન્યા ઘોડાપાળક રે — જુનો.
ઘેરઘેર ગાયો પાળતારે, ખેતી વાળા પાળે ભેંસો રે;
દુધદહીથી વાળુ કરતા, આજે સમરેટ દુધચાસીરે. — જુનો.

દુધના સંચા થયા દેશમાં રે, તેમાં દુધ પીલાય રે;
માંખણુ મલાઇ પરદેશમાં, દેશી કુચા ખાયરે. જુનો.
ખેડુતોએ ખેતી મુકીનેરે, ગુલામ ગીરી કરવા માંડીરે;
ઉત્તમ ધંધો ખેતીનો, નીચા ધંધે નજર પોચાડીરે. જુનો.
ધનવાનો કોઠારે ભરતારે, તમે કોઠીએ ભરતા અજારે;
રૂપીઆનુ લાવી ખાવ છો. એવો આવો આવ્યો છે દીનરે; જુનો.
દુકાળથી નહોતા ડરતારે, આજે રોજ દુકાળરે:
ઉપરથી ટાપટીપ રાખતા, અંદર પેઠો છે કાળરે. જુનો.
શરીરમાં તે પેસીનેરે, બેઠો પીવે છે લોહી રે;
તોએ આંખો નથી ખુલતી, તમે ફેશન બાઇ મોહીરે. જુનો.
ઘોડા ગાડીઓ દોડાવતારે, ભલે મોટરોમાં બેશો રે;
નાણું લોકોનાં જમેરાખીને, કંપની આપણો ઓળવશેરે; જુનો.
હાટભાડે ઘરભાડે છે રે, જુવો વાણોતર ને બાજરે;
શેઠાણી બેઠાં લાવશી જમે, નથી દેવાળામાં લાજરે, જુનો.

---

જવાર, જેગોપાળ. જેશ્રીકૃષ્ણ, રામરામ મુખથી બોલતા ત્યારે ગોપાળક હતા. શકિત અનુસાર એક ગાયથી માંડી શ્રીમંતો સોસો ગાયોના નેહડા બાંધી રાખતા તેને ગોકુળ કહેતા, તે ગાયોનુ દુધ જમાવી વલોવરાવતા ઘી ખાવામાં વાપરેને વધે તે વેચતા, છાશ ગરીબ માણસોને મફત આપતા વધે તો વાછડાં ને પાતા તેવી રીતે રાજરજવાડામાં પણ ગાયો પાળતા તેથીજ ગૌબ્રાહ્મણપ્રતિપાળ કહેવાતા શેઠ સાહુકાર મહાજન કહેવાતા જયારથી સાહેબજી * બોલતા શીખ્યા ત્યારથી ઘોડાપાળક (આપણા દેશમાં જેની ઉપર સ્વારી કરી મુસાફરી કરતા દેવરાએ તેને શણગારી પુજન કરતા તે ઘોડાઓને

ગાડીઓમાં જોડી ચાર પાંચ સવારીઓ બેસાડી ને કુંભાર ગધેડાને ડફણાં મારી પોતાનુ કામ કરાવે છે તેવી રીતે આપણે તેની પાસેથી કામ લઇએ છીએ. ગાડીનો બળદ્ર સ્વારીનો ઘોડો ) થયા અને ગાયોને કસાઇખાનામાં મોકલવા માંડી, ગાય જેવું ઉપયોગી પ્રાણી હું બીજુ કોઇ જોતો નથી, દુધ, દહી, છાશ અને ઘીથી આપણું પોષણ કરે છે; તેની વાછડી ગાય બને છે, ને વાછડો બાળધ, બળ હદ તેનુ બળ હજુ સુધી કોઇએ આંકયું નથી તેમ આંકનાર નથી સોમણ ભારભરો તો પણ પોતાની ખાંધ ઉપર ઉચકી જાય છે, હજારો ગાઉની મુસાફરી કરાવે છે, ખેતરો ખેડી અનાજ પકાવી આપણને ખવરાવે છે, તેનાં ચામડાં આપણા શરીરનુ રક્ષણ કરે છે, છતાં આપણે તેને પાળી શકતા નથી જે ભાઇઓ તેને નાપાક ધણે છે તેમની ભુલ છે.

---

ઇશ્ક ન જુવે જાત કજાત, ઉંઘ ન જુવે તુટી ખાટ;
ભુખ્યો ન જુવે જુઠું અન્ન, આ ત્રણેનું બાળો મન.

---

એક બ્રાહ્મણ બહુ તરસ્યો થયો એટલે ગામમાં જઇ એક ઘર માં પાણી માગ્યું. બહેન મને પાણી પાશો ? આ બાઇએ તેના પહેરવેશ ઉપરથી જાણ્યું આ બ્રાહ્મણ છે બહુ તરસ્યો થયો છે ને હું હમણાં ના કહીશ તેવોજ બેભાન થઇ ભોંયપર પડતુ મુકશે એમ ધારી બાઇએ કહ્યું, હા ભાઇ બેશો ઘરમાં જઇ ઠંડાપાણીનો લોટો ભરી બ્રાહ્મણને આપ્યો બ્રાહ્મણે પીધો પછી પુછ્યું બહેન તમે શી નાત છો. બાઇએ કહ્યુ ભાઇ પાણી પીને શું પુછયું તમે તમારે આવ્યા જાવ. બ્રાહ્મણ મુંગે મોંઢે ચાલ્યો ગયો તેવી રીતે આપના

રખેવાળ ગાયને ઘાસદાણો પેટપુરતો ખવરાવે નહી દુધની વટલોઈ ભરી જુદી મુકે ગાય બીચારી આડાં અવળાં ગોથાં મારી ઝાડ વીગેરેમાં પેસી પોતાનુ પેટ ભરે તે ભુલ ગાયની નથી પણ રખેવાળની છે, છતાં આપણે ગાયનો દેષ કાઢી બાર માસમાં હજારો શીટી લાખો ગાયો કપાવીએ છીએ તે પાપ કોના માથે તેનો વીચાર વાંચનારે કરી લેવો.

ખેડુતની સ્ત્રીઓ દસેર દુધની વટલોઇ લઇ ભેંસને દોવા બેસે દોહી રહ્યા પછી તાંસરામાં દુધ નાંખી પોતાનાં વ્હાલાં બચ્ચાં અને ધણીને રોટલામાં ખાવા આપતી, બાકીના દુધને જમાવી દહી બનાવી આંતરે દીવસે વલોવી માખણનો પીંડો ઉતારી તાવી ઘી બનાવી ખવરાવતી અને છાશ મફત લોકોને આપતી દુધ વેચવું તે મહા પાપ ગણુતી દુધ કોઇ લેવા આવ્યું હોય તો મફત લોટો ભરી આપે ઢોર અને માણસોની આબાદી માટે આઠ દીવસનો અણોજો પાળે તેમાં દુધ મેળવે નહી આઠે દીવસ સાંજ સવાર દુધનોજ ખોરાક ખાય ને ખાતાં વધે તો માયા મ્હોબત વાળાને ત્યાં આપે તે વખત તેમનાં રદય કેવાં કોમળ હતાં આજતો બેચાર ઢોર આંગણે દુઝતાં હોય તેને સાંજ સવારે દોઇ દુધના વહેપારીને ભરે, છાંટો દુધ પોતાના વ્હાલાં બચ્ચાંને આપે નહી. આપણું બંધારણ દુધ, દહી, દાશ અને ઘીનું છે, તેનાથી લાંબુ આયુષ્ય ભોગવી શકીએ છીએ. દુધના વહેપારીઓને દુધ, મલઇ અને માખણની પેદાશો ખાવી હશે તો પોતાના ઘેર ઢોરો રાખી દુધ દોવરાવી ભલે વહેપારકરે પણ ખેડુત વર્ગને દુધ વેચવું એ મોટામાં મોટુ પાપ છે, એંશી અગર સો વરસના. ખેડુત અગર સ્ત્રીને પુછતાં ચોખ્ખું જણાવે છે કે દુધ વેચવું અને

ઢોરોનુ રૂદ્ર વેચવુ બરોબર છે. કારણકે ઘી ઉપર ઢોરને લેતાં ખાણુ દાણો પુષ્ટી કર્તા આપવો પડે છે તેથી ઘી વધારે ઉતરે, ઢોરનો આ-વરદા વધે દુધ વધારે ઉતારવા માટે જે ખોરાક આપે છે તેથી દુધ વધારે આપે છે તે દુધમાં કસ હોતો નથી ને ઢોરનાં આંતરડાં દુઝી વ્હેલુ મરણ પામે છે.

ખેડુતો કોઠીએ, શ્રીમંતો કોઠારે અને રજવાડામાં ભોંયરાં બનાવી અનાજ ભરતા, ઢોરો માટે ઘાસ ભરી રાખતા તે વખતમાં દુકાળ પડતો હશે છતાં અત્યારે આપણે જેટલી હાડમારી ઘાસ દાણાની ભોગવીએ છીએ તેટલી હાડમારી આપણા વડીલો ભોગ-વતા નહી હોય તેનું કારણ.



જેની કોઠીએ અન્ન, તેનું જીવ્યું ધન.



મારા જેવા તો એક મહીનાનું અનાજ લાવવું અને ખાવું કારણ કે વીણેલી છડેલી દાળ, અધમણ પણ લાવી સંચે દળાવીને વાપરવો. શા માટે વધારે ભરવું જોઇએ ? બૈરીને હોવું, ઝાટકવું, વીણવું; દળવું ખાંડવું વળી આખા દીવસ થાય તો જુવાર વીણવી આવી અનેક ઉપાધીમાં બૈરીને શા માટે નાંખવી, ન છુટકે બે વખત રાંધે એટલે બસ છે. કોણ કહે છે? અત્યારે મોંઘવારી છે તો. અનાજ કેવી રીતે ભરીએ પણ જ્યારે સોંઘવારી હતી તો પણ મારા વીચાર લખ્યા પ્રમાણેજ હતા. ભોગજોગે મેઘરાજા ચાર મહીના રી-સાણું કરે બે મહીના ખેંચે તો એટલી બધી હાડમારી ભોગવું છું તે લખવા અશક્ત છું પણ વાંચનાર ગ્રહસ્થો વીચાર કરી લેશે કારણ કે મારા વીચારના લોએ પુણેસો માણસ છે. હું નાનો હતો

ત્યારે ઘરડાઓ કહેતા. " અનાજ કાચુ ખાવા વખત આવશે. " તે કહેવતના મને સ્વપનતાં આવે છે. રાંધનારીઓ ફેશનેબલ થઇ લાકડાંથી ધુણી થાય, ફુંકવું પડે, માટે કોલસા જોઇએ, કોલસા પાડવા માટે કરોડો મણ કાંઇ વપરાતી હશે તેનો તાપ નકામો જાય ને તેના કોલસા બને આગળ સ્ત્રીઓ લાકડાં બારી કોલસા બચાવતાં ને ભેગા કરી સોની, લુહાર, એવા કારીગરો વેચાતા લઈ જતા. હવે વીચાર કરો કોલસાની વપરાશ વધી દોઢ રૂપીએ મણ કોલસા થવા આપણા દેશમાં નાનાં મોટાં કારખાનાં હજારો થયાં છે અને નવાં થાય છે તેમાં કાંઈ જોઇએ. ચાની હોટલમાં કોલસા જોઇએ. જંગલોમાં બાવળો અને બીજાં પરચુરણ ઝાડો કુદરતી ઘણાં ઉત્પન્ન થતાં ને તેનાં લાકડાંનો બીલકુલ હીસાબ ગણાતો નહોતો પણ આજે દાતણ કરવા સોટી પણ મળતી નથી અને મળે છે તો પૈસાની એક સોટી અને અનાજ પકવવા રૂપીઆ એકની કાંઈ દોઢ મણથી બે મણ મળે છે, આગળ ઉપર શું ભાવે વેચાશે તેનો વીચાર વાંચનાર ગ્રહસ્થે કરવાનો છે. આજથી પચાસ વરસ ઉપર પાંચથી સાત રૂપીઆની કાંઈ બાર મહીના ચાલતી આજે ત્રીસ રૂપીઆની કાંઈ ને બે ત્રણ મણ કોલસા હોય તો બાર મહીના ચાલે.

## દ્રષ્ટાંત.

એક વખત હું બજારમાં જતો હતો ત્યાં કુંભાર માટલીઓ વેચતો હતો તેને મેં માટલીની કીમત પુછી ત્યારે કુંભારે કહ્યું. ચાર આના. હું ચમકયો. કુંભારે કહ્યું શેઠ કેમ ગભરાયા. મેં કહ્યું આટલી નાની માટલીના ચાર આના લે છે તો તારી પાસે ખુબ પૈસા ભેગા થયા હશે કુંભાર બોલ્યો મને પુછોસો વરસ થયાં છે.

હું પચીસ વરસનો હતો ત્યારે નેંભાડા એટલા બધા પકવતા ને તેનું બળતણ અમારા ગામના સેંમાઢામાંથી મફત લાવતા જે હવે ફકત પાણી પીવાની માટલીઓ બનાવી પકવવા માટે મારા ગામનો સેંમાઢો મુકી ત્રણ ચાર ગાઉ જઇએ છીએ તો પણ બળતણ મળતું નથી ને પૈસા ખરચીએ છીએ તો પણ કોઇ આપતું નથી. એક નેંભાડો પકવતાં બળતણના દશ બાર રૂપીઆ થાય છે. તમે જાણતા હશો કે કુંભાર ને માટી મફત, બળતણ મફત, ફકત મજુરીજ કરવી પડે છે એ વખત હવે ગયા. શેઠ યાદ રાખજો રૂપીઆ એકની એક માટલી મળશે નહી. તમારે કોઠીઓ, હાંલ્લાં, કલાડાં વગર ચાલશે. તમે સોના ચાંદીના દાગીના પહેરો સારાં સારાં લુગડાં પહેરો, ગાડી ઘોડા દોડાવો પણ આ કાના કુંભારની પાણી પીવાની માટલી વગર તમારી તમામ સાહ્યબી નકામી છે.

---

# અધ્યાય સાતમો.

## મનહર.

હાકીસો તો રૂડી કાઢી, ચશમા ચડાવે દાઢી;
પુસ્તકોથી ભરી વાડી, કહો તે શા કામની.
ખરી તો વાત ન જાણી, ફેરવે ઘાંચી તો ઘાણી;
તેલને ગણે છે પાણી, બેડક છે વામની.
ન જાણી કાયદે બારી, ગરીબોને દીધા મારી;
ગયો કેશ બહુ હારી, જાણે વસ્તી ગામની.
વાદી પ્રતિવાદી તણી, ખાવામાં છે ખુબી ઘણી;
લોકમાં છે શિરોમણી, બીક નહી રામની.

## દૃષ્ટાંત.

લ્હેરચંદ શેઠનું અમરસંગ ગરાસીઆ પાસે લ્હેણું હતું, ત્રણ વરસ પુરાં થાય નહી તે પહેલાં બાકી કઢાવી લે. અમરસીંગે વીચાર કર્યો, મારે શેઠ વગર ચાલતું નથી ને શેઠને મારા વગર ચાલતુ નથી આ વખતે મારે શેઠને રૂપીઆ ભરવા નહી ને ફારગતી લખાવી લેવી આવો વીચાર કરે છે એવામાં લહેરચંદ શેઠ તેના આંગણા આગળથી નીકળ્યાં અમરસીંગે પુછ્યું શેઠજી કેની તરફ? લહેરચંદ ——દેવપુરમાં ઉઘરાણી જવ છું. કયારે આવશો? રોટલા મેર આવીને જમવા છે. એમ કહી લહેરચંદ શેઠ ચાલ્યા ગયા અમરસીંગ ટેક-ચંદની દુકાને આવી ખડીઓ કલમ અને કાગળ માગ્યો. ટેકચંદે પુછયું અમરસંગબાપુ શું કરશો? લહેરચંદ શેઠનો હીસાબ ચુકાવી આપું છું તેની ફારગતી લખાવી લેવી છે. ટેકચંદે કાગળ ખડીઓ અને કલમ આપ્યાં, અમરસીંગ લઇને પોતાને ઘેર આવી લુગડાં પહેરી ઢાલ તલવાર લઈ બોકાનું બાંધી ખડીઓ કલમ અને કાગળ લઇ, દોઢ ગાઉપર ઝાડી છે ત્યાં આવી ઝાડના ઓથે બેઠા કલાક પછી લહેરચંદ દેવપુરથી ઉઘરાણી કરી તે ઝાડી આગળ આવ્યા. અમરસીંગે મ્યાનમાંથી તલવાર ખેંચી લ્હેરચંદ સામો ઉભો રહયો. ચળકતી તલવાર જોઇ લ્હેરચંદ બે હાથ જોડી ધ્રુજતો બોલ્યો ભઇ-સાબ જોઇએ તે લઇ જાવ મને મારશો નહી અમરસીંગે કહ્યું લ્હે-રચંદ શેઠ મને ઓળખ્યો? ના ભઇસાબ બોટાની છોડી નાખી એટલે લ્હેરચંદે કહ્યું અમરસીંગ બાપુ તમેજ છો? હા બકાલ ફારગતી લખી આપે છે કે નહી? સવારમાં તમારા આંગણે થઇને નીકળ્યો તે વખતે બોલ્યા હોત તો હું લખી આપત ડર્યાની

દીકરા હું ઓળખું છું ? ખડીઓ કલમ અને કાગળ વગર શી રીતે લખી આપુ. લે હું આપુ ને ખડીયો કલમ અને કાગળ આપ્યાં " લહેરચંદ શેઠ મનમાં ટેંટીએ જુલમ કર્યો હશે મારા હાથમાંથી ક્યાં જવાનો છે, "કલમ કડછી અને બરછી" અત્યારે બરછી એની પાસે છે તો કલમ મારી પાસે છે, મને છેતરી કયા જવાનો છે, " લહેરચંદ શેઠ શું વીચાર કરો છો ? લખો ફારગતી ? અમરસીંગ બાપુ લખુ છું.

## ગરાસીઆ અમરસીંગ બાપુ.

લી. લહેરચંદ શેઠ જત લખવાનું જે અમારૂ તમારી પાસે લ્હેણું છે તે લ્હેણાની વગડે વગડે ફારગતી ને ગામમાં એનુ એ

લી. લહેરચંદ શેઠ. સ. દા. પોતે.

અમરસીંગ—ગામમાં એનુ એ એટલે લહેરચંદ—આ રૂપીઆ જમે કરીશ ને નવે નામે તમને ધીરીશ તેનું નામ એનુ એ તલવાર મ્યાનમાં કરી ફારગતી ફાળીએ બાંધી બંને જણ વાતો કરતા ગામમાં આવ્યા અમરસીંગ ખુશી થતો ઘેર ગયો. લહેરચંદ બારોબાર કોરટમાં જઇ દાવો કર્યો અમરસીંગ ઉપર સમનસ આવ્યો ફારગતી લઇ વકીલ પાસે જઇ તમામ ખરી હકીકત વકીલ સાહેબને સમજાવી છતાં વકીલ સાહેબે સલાહ આપી તારી ફારગતી રજુ કરાવી દાવો રદ કરાવીશ અમરસીંગ વકીલ સાહેબનું બોલવું સાંભળી લહેરચંદ શેઠ હારી ગયા ને હું જીતી ગયો એમ ધારી ફીના રૂપીઆ જેટલા માગ્યા તેટલા આપ્યા મુદતના દીવસે કેસ ચાલ્યો. જડજ સાહેબે અમરસીંગને પુછયું આ શેઠ તમારી પાસે કેટલા રૂપીઆ માગે છે. અમરસીંગે કહ્યું. મારી પાસે એક પણ પાઇ માગતા નથી લ્યો સાહેબ આ ફારગતી વાંચો. જડજ સાહેબે ફારગતી વાંચી હસી પડ્યા.

હેરચંદ આ ફારગતી તમે લખી છે. હા સાહેબ ક્યો કોરટને સમજાવો લ્હેરચંદ—હું દેવપુર ઉઘરાણી ગયો હતો ત્યાંથી પાછા આવતાં અમરસીંગબાપુ હાથમાં તલવાર ઝાલી રસ્તો રોકી ઉભા મને મારી નાંખશે એવી બીકના લીધે મેં ફારગતી લખી આપી છે, તે ફારગતીનો અમલ વગડામાં તલવાર ઝાલી ઉભા રહે ત્યાં ફારગતી ને ગામમાં મારા લ્હેણારૂપીઆ કોરટ મને અપાવે. જડજ સાહેબે હુકમ નામુ કરી આપ્યું. અમરસીંગ ઉપર ફોજદારી એકટ લાગુ કરી તરત સીપાઇ મારફતે માજીસ્ટ્રેટની કોર્ટમાં પોલીસ સાથે રવાના કર્યો માજીસ્ટ્રેટે જડજ સાહેબના લખાણુ ઉપર આધાર રાખી કેદની સીક્ષા કરી.

અમરસીંગના વકીલે બંને કોરટમાં છોડાવા માટે ઘણી કોશેષ કરી પણ તેનુ કંઇ ચાલ્યું નહી.

વકીલ, બારીસ્ટર અને સોલીસીટરની પદવી સરકારે શા માટે આપી ? કોરટના ઉપયોગી ભણતર ભણી પાસ થયા ? પોતાના અસીલોની ખરી હકીકત સમજી કોરટને સમજાવી પોતાના અસીલનું ભલુ કરી પેટ ભરશે. તેના બદલે પોતાના અસીલોને ઉલટાનુ સુલટુ સમજાવી પોતાનાં ખીસ્સાં તરફરે “ વરમરો કન્યામરો ગોરનુ તરભાણુ ભરો ” અસીલોનુ ગમે તે થાય અમારે કયાં સ્નાન કે સુતક છે આગળના વખતમાં “ જે જાય દરબાર તેનાં જાય ઘરબાર ” આ કહેવત હતી તે આપણે નજરે જોઇએ છીએ.

દેવા લ્હેણાની મુદત ત્રણ વરસની ત્યારે આપણું આયુષ્ય ટુંકુ થયું દેવા લ્હેણાની જયારે મુદત નહોતી ત્યારે આયુષ્ય ઘણુંજ લાંબુ ભોગવતા.

---

ધીમા ધીમા ચાલો મારા પ્રાણરે. એ રાગ.

ગયો ગયો વૈભવ હિન્દ ભ્રાતરે. (૨)
બેહાલ તમે આ બની ગયા, ફેશનથી વીરો દુઃખી થયા;
સુણો આ વાતરે, ગયો ગયો.
મોટા નાના કોઇ ન સમજ્યા, સૌ એકાકાર;
વિનાશકાળે વીપરીત બુદ્ધિ, ગયો દેશનો ભાર.
મનમાં હવે વીચાર કરો, ઉદ્યમે પ્રભુનુ નામ લહો;
તો થાશે તમારો જયકારરે. ગયો ગયો.

## સાત અધ્યાય સમાપ્ત.



## અગાઉ આશ્રય આપનાર ગ્રહસ્થોની મુબારક ઇચ્છી નામ અમર નોંધું છું.

| | |
|---|---|
| ૫ રા. રા. હીરાલાલ નંદલાલ | ૧ રા. રા. બળદેવ ગીરધરદાસ |
| ૫ રા. રા. ઘેલાભાઇ લલ્લુભાઈ ટોપીવાલા | ૧ મોચી દલપત મગનલાલ |
| | ૧ કંસારા મોહનલાલ ગોવીંદજી |
| ૫ રા. રા. ડાહ્યાભાઇ મગનલાલ | ૧ રા. રા. દેવચંદ ભાણજી |
| ૫ કંટ્રાકટર ત્રીભોવનદાસ હરજીવનદાસ | ૧ શા. ચુનીલાલ રાયચંદ |
| | ૧ કંસારા સામજીભાઇ નરોતમદાસ |
| ૫ ભાવસાર મુલચંદ કચરાભાઇ | ૧ શા. મંગળદાસ એમ. ડી. મહેતા |
| ૫ કોઠારી નાગરદાસ માનસંગ | ૧ શા. સોમચંદ સાંકરચંદ |

૫ રા. રા. ચીમનલાલ જેસીંગભાઇ છબીવાળા
૫ મેમણ મુસા ગફુર
૫ ભાવસાર લલ્લુભાઈ નથુભાઈ
૫ કંસારા દયાલજી માવજી છીણીઓ બનાવનાર તથા વેચનાર
૫ શા. શંકરલાલ લલ્લુભાઇ
૩ રા. રા. ગીરધરલાલ શીવલાલ
૩ રા. રા. તલસીભાઇ ડાહ્યાભાઇ
૨ શા. કસ્તુરચંદ ભીખાભાઇ
૧ શા. ભાઇચંદ વખતચંદ
૧ નાગોરી બાઈલાલ નંદલાલ ઝવેરી
૧ ઝવેરી કલ્યાણભાઇ મોહનલાલ
૧ શા. ભગવાનજી મોહનલાલ
૧ પરી અંબાલાલ કેશવલાલ
૧ લુવાર જીવણલાલ છગનલાલ
૧ મીયાંમહમદ હુસેનમહમદ શરી
૧ શા. માણેકલાલ છોટાલાલ
૧ આર. વી. ચોકસી
૧ કંસારા પરસોતમ ઓધવજી
૧ કંસારા ફુલચંદ લક્ષ્મીચંદ
૧ કંસારા હરીચંદ ઝવેરભાઇ
૧ મોઢ કાસીરામ ઇચ્છારામ
૧ શા. સાંકલચંદ મગનલાલ
૧ રા. રા.સાકરલાલ મગનલાલ
૧ શા. હરીલાલ ચુનીલાલ
૧ શા. મંગળદાસ હઠીસંગ
૧ શા. રતીલાલ કેશવલાલ
૧ શા. નારણદાસ મોતીલાલ
૧ શા. સકરચંદ જેઇતારામ
૧ શા. બાલાભાઇ હરીલાલ
૧ શા. જેઠાલાલ છોટાભાઇ
૧ શા. શાંતીલાલ લલ્લુભાઇ
૧ શા. ચીમનલાલ અમરશીભાઇ
૧ દરજી વીસાજી હરીભાઇ
૧ દરજી ત્રીકમ કેશવલાલ
૧ ઘાંચી ચીમનલાલ કેશવલાલ
૧ ઘાંચી જીવણલાલ સાંકરચંદ
૧ ઘાંચી ત્રીકમલાલ છગનલાલ
૧ ગાંયજા ઇશ્વરલાલ જીવણલાલ

નડિઆદ.

૧ શા. અંબાલાલ મોહનલાલ
૧ શા. બેચરદાસ નાથાભાઇ
૧ પટવા માણેકલાલ છોટાલાલ
૧ સોની જવેરલાલ છગનલાલ
૧ સોની જદુલાલ સાંકલચંદ

# હીંદનુ પોગળ—ટેકીલો લાલશંકર.



## વીપ્રો સુધરે તો સૃષ્ટી સુધરે.



### પરજીઓ.

બ્રાહ્મણો સીખ્યા ભીખ માગતારે, કરમે રહ્યુ પતરાળુરે:
બ્રાહ્મણો સીખ્યા ભીખ માગતા. ટેક.
નહાવું ધોવું નથી ગમતુંરે, નથી આચાર વીચારરે;
વેદના શાસ્ત્રો ન ભણ્યા, મુકી સંધ્યા ને પુજાયરે. બ્રાહ્મણો.
પુસ્તક પાનાં મુકયાં પેટીમારે, મુકયો ગાયત્રીનો પાઠરે;
વીપ્રે વરૈપા ઝલીયો, બજવે ભીક્ષાનો ઠાઠરે. બ્રાહ્મણો.
મુખે મંત્ર ઉચ્ચારતારે, આવતા દેવ સન્મુખરે;
મુખે આશીર્વાદ આપીને, દેતા સર્વેને સુખરે. બ્રાહ્મણો.
ચાવે તમાકુ મુખથીરે, બન્યા બીડીના પીનારારે;
દારૂ ગાંજો અને ભાંગના, હુવા શોખીન અપારરે. બ્રાહ્મણો.
સૃષ્ટી વીપ્રો ધ્રુજાવતારે, ધ્રુજે મોટા મોટા રાયારે;
તે વીપ્રો ચાલ્યા ગયા, હવે રહ્યા ન માયારે. બ્રાહ્મણો.
જોશ જોનારા નથી જોશીયોરે, નથી પંડીતોના લેખરે;
સાત પેઢીનાં નામ બોળીયાં, ઉપર મારી છે મેખરે. બ્રાહ્મણો.
ચા' પીવા હોટલમાંરે, જુવો વીપ્રો જાયરે;
સૌની સાથે બેસીને, પુરી શાક ભજીઆં ખાયરે. બ્રાહ્મણો.

પીતાંમ્બર પહેરી નાહ્યા વીનારે, જાય જમવાને આજરે;
વીપ્રો રહયા છે નામના, લાડુ જમવાને કાજરે. બ્રાહ્મણો.
વીપ્રોને દેવ સમ ગણતારે, પુજતા તેમના પાયરે;
વીપ્રો કહે તેમ કરતા, એવા વીપ્રો નથી કાંયરે. બ્રાહ્મણો.
સોમચંદ કહે જગ ઇશનેરે, લાંબા લખું કેટલા લેખરે;
વીપ્રો સુધરે તો સ્રષ્ટી સુધરે. મારી વીધાત્રાએ મેખરે. બ્રાહ્મણો.



હાટ ભાડે ઘર ભાડે વાણોતરને વ્યાજ;
શેઠાંણી બેઠાં લાવસી જમે દેવાળાની શી લાજ.

---

દેવાળુ ધનપાળનુ, વીમો અમીચંદનો, કન્યા વીક્રય તારાચંદનો, વાંઢા સવચંદનો પરજીઓ, ધનવાનો કેવી રીતે ધનવાન બની સુખ ભોગવે છે. તેનો આબેહુબ ચીતાર અને મનને આનંદ પમાડે તેવાં દ્રષ્ટાંતો હાલની સ્થીતી જોતાં સ્રી પુરૂષો અને વીદ્યાર્થીઓને ખાસ વાંચવા લાયક. કી. ૦-૮-૦ નામ નોંધાવશો તો ઘેર બેઠે મલશે.

કર્તા.

વૈદ્ય:—સોમચંદ જેઠાલાલ શાહ.

અમદાવાદ—હાલની પોળમાં ખારાકુવાની પોળ.

# વ્હાલાં બચ્ચાંની યાદગીરીમાં માતાને શીખામણ.

શું કરૂંબા ? મને લગારે ફુરસદ મલતી નથી, ખાંડતી નથી, દળતી નથી, હોવા ઝાટકવાનું નથી, લાપરા, ધુંપવાનું નથી ત્હોએ હમણાં ઉઠી સગડી સળગાવી, પાણી ખાંડ ચા ઉકળી જાય છે. પણ દુધ લઇને આવ્યા નહી, ગોળી ખવરાવી નથી તેથા આ છોકરો રોયા કરે છે. પાણીમાં ઓગાળીને પાવ. ચા થશે ત્યારે ચમચીમાં ચા લઇ ગોળી ઓગાળીને પધશ ઉપરથી નવટાંક ચા પીશે ત્યારે ધોડીઆમાં રમ્યા કરશે. કેટલાં છોકરાં થયાં ? પાંચ થયાં ને આ છઠું એકે જીવતુ નથી. ગોળી શાની છે. બીજા તો વેચાતી લાવે છે, મેં તો અફીણ કેસર જાયફ્ર વીગેરે ચીજો મંગાવી ઘેર વાળી છે. ત્યારેજ એકે છોકરૂં જીવતુ નથી આ જીવશે તો પાંચ વરસે મરશે. તમારી ઠાઠડી તે ઉપાડવાનો નથી. તમે તેને સમશાન વોળાવશો ? મારે આ છોકરાને શું કરવું ? ઘરડાં બુઢ્ઢાં ટળચાંને પુછો ? તમેજ કહોને ? હું તો ચાર આનાની એળીઆની ડબી લાવું છું હમેશાં બાજરીના દાણા જેટલો પાણીમાં ઓગાળીને પવ છું. ઝાડો સાફ આવે છે ધાવણ પચે છે આખો દીવસ રમ્યા કરે છે રાત્રે નીરાંતે ઉંઘે છે. હું ખાંડુ છું, દળું છું ને મારે પીયર જવ છું તો પાણી પણ ભરૂં છું. હજી સુધી મેં વેચાતી દળાવ્યું નથી આટલુંએ કામ આપણે ન કરીએ તો ધાવણ સ્વચ્છ અને ચોખ્ખું ક્યાંથી આવે ને આપણે માંદાં ને માંદાં

રહીએ પછી આપણું છોકરૂં નીર્માલ્ય હોય તેમાં નવાઇ શી ? એળીઓ ક્યાં મળતો હશે ? દરેક ગાંધીને ત્યાં મળે છે પણ ચોખ્ખો અને શુદ્ધ હું તો વૈદ્ય સામચંદ જેઠાલાલ. ઠે. ઢાળની પોળમાં ખારાકુવાની પોળમાં અમદાવાદ. તેમના ત્યાંથી લાવું છું અને દરેક બચ્ચાંને માફક આવે છે. અગીઆર મહીનાનો થયો એટલામાં બે ઘોડીઆં ફાડી નાંખ્યાં હજુ સુધી તાવ, ઉધરસ, વરાદ સસણી થયાં નથી માટે મારૂં કહેલું માની તમે એળીઓ વાપરશે. આ સીવાય બીજી દવા કરે છે ? હા ! આ બંધ કરાવી દવા આપે છે ? આજેજ છોકરાના બાપને મોકલી મંગાવી લઉં ને કાલથી એળીઓ પાવો શરૂ કરૂં. આ ગોળીઓ બીજાને આપી દઉં ના બ્હેન બીજાને આપશો નહી એને તો ગટરમાં નાખજો ને બીજાં છોકરાંને એળીઓ વાપરવા તેનાં માબાપને ભલામણ કરવી. એજ શાન્તી.

---

# રૂપીઆ પાંચ ઈનામ.

## દુનિયાં કહે છે કે આંખ એ જીંદગીનું સાર્થક છે ? તો ધ્યાન દઇ પુરેપુરૂ વાંચો.

કહેતા સૌ સંસાર, જીવ્યાથી જોયું ભલુ;
ગયો વ્યર્થ અવતાર, જીવ્યા પણ જોયું નહીં.

રાતના અભ્યાસ કરતા વીદ્યાર્થીઓ, નામુ લખનાર વહેપારીઓ કારકુનો, આરતરો તથા નકસી કામ કરનાર કારીગરો, ઇજનેરો,

વીવીંગ માસ્તરો, શેઠ શાહુકારો અને રાજ દરબારમાં વાપરવા લાયક અને લહેજત આપનાર.

છુપો રહે નહીં આભમાં, ઉગ્યો દિનકર જેમ;
સુરમો ઉત્તમ દેખતાં, છુપો રહે નહી તેમ.

પારાથી મર્દન થએલો, ભીમસેની બ્રાસથી ઘુંટાએલો, ગુલાબ-જળના પટે ચઢેલો, સીસાથી શોધાયેલો, જસતના ખાપરીયાથી મેળવાયેલો, સાચા મોતીની ભુકીથી લસોટાયેલો, આંખના દરેક દરદોને મટાડનાર.

સાચા મોતીનો સુરમો નથી તેવી ખાત્રી કરી આપનારને રૂપીઆ પાંચ ઇનામ આપવામાં આવશે. આ સુરમો સવાર સાંજ આંખમાં આંજવાથી આંખમાંથી પાણીનું ઝરવું, ઝાંખ, છાયા, આંખ ઝીણી પડવાથી કમ નજર થઇ લોચા વળે છે. ગરમરથી આંખમાં આવતી ચેળ, વેગ, બળતરા, કળતર, થતો મોતીઓ, પાંપણોનું ખરવું, પીલા વળવા વગેરે દરદોને અટકાવી આરામ કરે છે. ઘણાક ગ્રહસ્થો કહે છે કે સારી આંખ હોય ને શા માટે સુરમો આંજવો જોઇએ ? તો જેમ ન્હાવાથી મેલ નીકળી શરીર સ્વચ્છ થાય છે તેમ ત્રીજે દીવસે સવાર અગર સાંજે સુરમો આંજવાથી ગરમી કાપી આંખમાં ભરાયેલો મેલ કાઢી આંખને ચોખ્ખી રાખે છે. તોલા એકના બે રૂપીઆ.

બનાવનાર,

**આયુર્વેદ ઔષધાલયમાં વૈદ્ય સોમચંદ જેઠાલાલ.**

**અમદાવાદ—હાજાની પોળમાં ખારાકુવાની પોળ.**

# હિન્દનું પોગળ—ટેકીલો લાલશંકર.

સવૈયા

વ્યાસજી બેઠા કથા કહેને, જોડીઆ રાગ પુરાવે છે;
વિદુષકનો પાઠ ભજવી, શ્રોતાને હસાવે છે.

માણ વગાડી મુચ્છો મરડી, લાંબા હાથ લ્હેકાવે છે;
મીઠું મરચું ભભરાવીને, રાગ રાગણી કાઢે છે.

ખીસ્સાનાં દ્રષ્ટાંતો કાઢી, શ્રોતાને સંભળાવે છે;
માણસોની ઠઠ જમાવી, વાહ વાહ કહેવરાવે છે.

લપોડભાઇએ લાડુ જમાડી, ઉપર દક્ષણા આપી છે;
કાલે તો છે કપુરચંદ્રા, આજે અમને કહેવરાવ્યું છે.

સ્ત્રીઓ તો સીદ્ધાં લઇને, કથા સાંભળવા આવે છે;
ઝોકું તો એકે ન આવે, વ્યાસજી બહુ સારા છે.

સાસુએ તો વહુને પુછ્યું, રોજ ઉજાગરા કરે છે;
કથામાં શું સાંભળી આવ્યાં, શી શીખામણ લીધી છે.

વ્યાસજીએ દ્રૌપદીને, પાંચ પતિ કરાવ્યા છે;
દુર્યોધને લાજ લીધીને, ઘણાં ચીર પુરાવ્યાં છે.

તોયે સતી તે કે'વાણી, વ્યાસજીએ ફરમાવ્યું છે;
મારે તો છે એક પતીને, ચાર કરવા બાકી છે.

સાસુએ તો જાગી લીધું, અવળી શીખામણ લીધી છે;
વ્યાસજી તો વધી ગયાને, રામલીલા ક્યાં થોડી છે.

પતિ પત્નીને સાથે લઇને, નાટક સીનેમા જોવે છે;
અવરે રસ્તે ચાલી દુનિયા, સુધારો કહેવાયો છે.

**સોમચંદ** કહે છે મહાભારતમાં, ખરું જ્ઞાન છુપાયું છે;
વીરરસ ને સતીત્વપણાને, આજે કોણ સમજાવે છે.

લેખકના સલામ:—

નામ નોંધાવો—કીં. રૂ. ૦—/—૦ જપાનેથી [illegible]